श्री

# लोलिंबराज कृत्त.

વિખ્યાત લોલિંબરાજે પોતાની બૈરીને બોધ હિતાર્થ
સંસ્કૃત શ્લોકોથી વૈદકનું જ્ઞાન આપ્યું તેનું
ગુજરાતી ભાષાંતર.

આવૃતિ પેહેલી.



નકલ ૧૦૦૦

છપાવનાર અને વેચનાર
મુંબઈ કાળિકાદેવીને રસ્તે રામવાડી પાસે
ઈશ્વરદાસ લાયબ્રેરીવાલા.

મુંબઈ, આંગ્લો વર્ન્યાક્યુલર પ્રેસમાં છાપ્યું છે.

કિંમત છ આના.

૧૬૯૧

## मंगलाचरण.

श्रीगणेशायनमः॥ प्रकृति सूभग गात्रं प्रिति पात्रं रमाया दिशतु किमपि धाम श्यामलं मंगलंत्र:॥ अरूण कमल लीलां यस्य पादौ दधात्ते प्रणत हरजटा लीगां गारिं गत्तरंगे॥ १ ॥

જેના ચર્ણોની હમેશા પ્રાર્થના કરવાજોગ મહાદેવજી, તેની જટામાં જે ગંગા વહેછે તેની ચંચળ લેહર મધ્યે, લાલ કમળ જેવા આકાર, અત્તિ સુંદર સોભેછે; તે અને લક્ષ્મીજીને પ્રીય જે શ્યામવર્ણું અને અનિર્વાચ્ય વિષ્ણુરૂપ તમારૂં કલ્યાણ કરે.

रत्नं वाम दृशां दृशां सुखकरं श्रीसप्त श्रृंगास्पदं स्पष्टाष्टा दशबाहु तद्भगवतो भर्गस्य भाग्यं भजे॥ यद्भक्ते नमया घटस्तन घटी मध्यें समुत्पा द्यते पद्यानां शतमंगना धरसुधा स्पर्धा विधानो द्धुरं ॥ २ ॥

એ સુંદરી જેના પ્રતાપે હું એક ઘડીમાં કાનને પ્રિયે અને મધુર લાગે તેવા એકસો શ્લોક રચું છઊં. જેમ ઔરતીઓના રત્ન તેના ભક્તોને, દેખાતા આલ્હાદ ઉત્પન્ન કરનારા, સપ્ત શ્રૃંગ નામે પરવત ઉપર રેહનારા અને અઢાર ભુજાએ સોભીતા જે શંકર અને પારવતીને નમસ્કાર કરૂં છઊં.

दिवाकर प्रसादेन रोग्यारोग्य समीहया ॥ समासेन वयंकर्म:काव्यं सद्वैद्यजीवनमू ॥ ३ ॥

દીવાકર બાપ અને સૂર્યદેવના પ્રતાપે, રોગીઓ નિરોગી થવાને કવીતામાં વૈદજીવન નામે ગ્રંથ ટુંકામાં રચુંછઊં.

तथापी क्रियते ग्रंथः सातियद्यापि दुर्जनाः ॥ नहिदस्यु भया ह्लोको दैन्यवानें व वर्तते ॥ ४ ॥

ગ્રંથને દોષ મુકનારા પૃથ્વિ ઉપર દુર્જનો હાલ ઘણાછે; તેની દરકાર નકર્તાં આ લઘુ ગ્રંથ હું રચુંછઊં. જેમ ચોરની ધાસ્તાથી માણસો પોતાની માલમીલકત છુપાવી, ભિખારીની રીતે ફરતા નથી.

येषां नचेतो ललना सुलग्नं मग्नं नसाहित्य सुधा समुद्रे ॥ ज्ञास्यंतिते किंनु मम प्रयासानं घायथा वार वधू विलासान् ॥ ५ ॥

જે પુરૂષો અંતઃકરણથી બેરીઓ ઉપર મોહી પડતા નથી; અથવા જેને શૃંગાર રસની મીઠાસ નથી. તેવા માણસો આ ગ્રંથ રચવાની, મેહનત મહારી શું જાણશે? જેમ આંધળા સાંમે નાચનારી, ઘણાક હાવભાવ બતાવી નખરા કરે તો, સર્વે ફોકટ જાય.

गदगंजनाय चतुरैश्च रकाद्यैर्मुनि भिर्नृणांकरूणया कथितं यत् ॥ अखिलं लिखामि खलु तस्य रहस्यं स्वकपोल कल्पित मिहास्ति नकिंचित्तू ॥ ६ ॥

વખાણાયેલા ચરક, સુશ્રુત, વાગ્ભટ, ભોજ, ભેડ, ભૃગુ, અગ્નિવેશ ઇત્યાદિક રૂષીઓને સર્વે પ્રાણી માત્રની દયા ઉપજ્યાથી; રોગ નિવાર્ણ ઓષડોની જોડણીના ગ્રંથો રચેલાછે. તેનો સારાંશ આ ગ્રંથમાં હું લખુંછઊં. થોડું કે ઘણું સ્વકપોળ અથવા બનાવટ એટલે પોતાનું ડહાપણ ડહોલ્યું નથી.

## વૈદના લક્ષણ.

गुरो राधिता खिल वैद्य विद्य : पीयूष पाणि : कुशल : क्रियासु ॥
गतस्पृहो धैर्यधर : कृपालु शुद्धोधिकारी भिषगी दृशःस्यात् ॥७॥

ગુરૂ પાસેથી વૈદક શાસ્ત્ર સારી રીતે શિખેલો; જેના હાથે પદ્મ રેખા હોય, જે ઉલટી આડા ઇત્યાદિ ઓષડોની ક્રિયામાં પ્રવિણ હોય, જે નિર્લોભી, ધીરજવાન, કૃપાળુ, પવીત્ર નિષ્કપટી, સાચું બોલનાર. એટલા સુપાત્ર ગુણે જે હોય, તે વૈદ ઓષડ આપવાને લાયેક ગણાય.

आदौ निदान विधिना विदध्या व्द्या धि निश्चयं ॥
ततः साध्यं समीक्षे तपश्चाद्भिष गुपाचरेत् ॥ ८ ॥

વૈદ પ્રથમ ઝીણી નજરે અથવા લાંબા વિચારે, રોગની પરિક્ષા કરી રોગનું મૂળ, એટલે કયા રોગમાંથી કહયો રોગ ઉપજ્યો છે. તેનું નિશ્ચે થયા પછી ગુણપડતા ઓષડ આપવાનો વિચાર કરવો. તે સાધ્ય એટલે રોગ જીતી શકાય; તે યાપ્ય એટલે રોગ મૂળથી નજાય; પણ થોડોધણો ઓછો થતો જાય, તેટલા રોગીનો ઉપાય કરવો; પણ અસાધ્ય એટલે ઓષડોનો ઉપાય નચાલે; તેવા રોગીને ઓષડ આપવું નહીં.

## મૂર્ખ વૈદનું ઓષડ લેવું નહીં.

ओषधं मूढ वैद्यानां त्यजंतु ज्वर पीडिता :॥
परसंसर्ग संसक्त कलत्र मिव साधव: ॥ ९ ॥

રોગીઓએ મૂર્ખ વૈદોનું ઓષડ લેવું નહી. (મૂર્ખ વૈદ કોણ? સંસકૃત વૈદક સારી રીતે શિખેલો અથવા લેભાગુ હકીમ; કાનકા વૈદ કાવડવાળા કે અહિંતહિંથી મેળવી ઉભું કરેલું અંગ્રેજી) મૂર્ખ વૈદથી ગુણ થવાને બદલે નુકસાન થાયછે. માટે કુળિન શતપુરૂષ વ્યભિચારણી બૈરીનો જેમ ત્યાગ કરેછે, તેમજ મૂર્ખ વૈદનો ત્યાગ કરવો.

## ઓષડોનો વિચાર.

હરેક રોગ ઉપર સર્વે કાષ્ટાદિ ઓષડો નવા વાપરવા; પણ વાવડીંગ, પિપર, ગોળ, ધાણા, મધ એટલી જણસો એક વરશ અગાઉના લેવા. ગુળવેલ અથવા ગરોળ, કુડાની છાલ, અડુલસો, ભોંયકોહળુ, શતાવરી, આસંદ, કોહોરાટો, વરીયાળી, ચાંદવેલ; એટલા ઓષડો હમેશા તાજા અને લીલા સરખે વજને વાપરવા; બમણા વજને લેવા નહી. એ ઉપરાંત બીજી જણસો લીલી હોય તો બમણા વજને લેવી. જે ઓષડોનું અંગ કહેલું નહોય તેનું મૂળ લેવું.

---

## ઓષડ ખાવાનો વખત.

જે ઓષડ ખાવાનો વખત કહેલો નહોય તે સહવારે ખાવું. ઉકાળા, ચુર્ણ ઇત્યાદિક સહવારેજ ખાવું જોઇએ. ઝાડા ઉલટીનું ઓષડ પણ સહવારેજ આપવું જોઇએ. તે ઉપર તરત ભોજન કરવું નહી, કેમકે તેના કામનો અટકાવ થાયછે. ઝાડા ઉલટી થઇચુકા પછી સેકેલા ચોખા કે મગની રાબડી અથવા ભાતદાલ કે ખીચડી ખવાડવી. ચઢતા અપાનવાયું ઉપર ઓષડ જમવાની ઘડીક

અગાઉ આપવું. મોહડાની અરૂચી માટે અનેક સવાદીષ્ટ ચટણીઓ અથવા મુરબ્બાનું ઓષડ જમવાના ભોજન સાથે ખવાડવા. નાભિ સ્થાને બંધાયલો સમાન વાયુનો કોપ થવાથી, ભુખ બેસીજાય મંદાગ્નિ થયાથી ભુખ લાગવાને, ઓષડ ભોજન સાથે મેળવીને ખવાડવું. વ્યાનવાયુંનો કોપ થયાથી ભોજન કર્તા સેવટે ઓષડ ખવાડવું. હેડકીનો આક્ષેપકવાયું અને ધ્રુજારાનો કંપવાયું ઉપર ભોજનની અગાઉ અને પાછળ ઓષડ ખવાડવું. ગળામાંથી નિકળતો શબ્દ અટકાવનાર સ્વર ભેદાદિવાયું અવાજ બેસાડનાર ઉપર સાંઝનાં ભોજનમાં દર કોળીએ અથવા એક ભોજનનો અને એક ઓષડનો કોળીઓ ખાવો અથવા ઓષડનો ઘુટડો પીવો. છાતીના હૃદયસ્થ અથવા પ્રાણવાયુંના કોપ ઉપર સાંઝના જમવા પછી ઓષડ આપવું. પાણીનો શોષ અથવા તૃષા, ઉલટી, હેડકી, ડચકીઆ, દમ, ચઢતા સાંસ, ઝેરીવસ્તું ખાધાનો રોગ એટલા રોગ ઉપર વારંવાર ઓષડ ભોજન સાથે, આગળ પાછળ ખવાડવું. કાનના, આંખના, નાકના, મસ્તક દુઃખવાના ઇત્યાદિક ઉપર, ક્ષીણતા માટે પાચન અને શમનક ઓષડો જમવાની અગાઉ અને પાછળ રાતના ખાવું.

## ઓષડમાં ફેરફાર કરવાનો વિચાર.

ઉકાળા ચુર્ણ ઇત્યાદિક હરેકમાં એકાદું ઓષડ રોગને વધારનાર અથવા મળતું નહી હોય તો તેને બદલે ગુણકર્તા બીજું મેળવવું. જેમ અતિ વિષને બદલે નાગરમોથ; અમળવેતસને બદલે ખાટી ભાજી. કસ્તુરીને બદલે જાવંત્રિ વાપરવાને નિઘંટમાં લખેલું છે.

## ચુરણાદિકનું વજન.

જે ઓષડોનું વજન લખેલું નહોય તે સરખે ભાગે સર્વે લેવા. જે ઓષડોનો અંગ રસ પીવાનો કહેલો હોય તે આખા દિવસમાં બે તોલાની માંત્રા પુષ્ટ મોટા માણસને આપવી. તેમાં શાકર, મધ, ગોળ, ઇત્યાદિક મેળવવાનું કહેલું હોય તો અર્ધા તોલા સુધી લેવું. પુટપાકોની માત્રા આખા દિવસમાં ચાર તોલા સુધી આપવી. તેમાં મધ મેળવવું હોય તો એક તોલો મેળવવું. ઓષડની ચટણી અથવા ચુરણાદિક હોય તો અર્ધા તોલા સુધી મેળવવું.

## ઊકાળા ઈત્યાદિક.

ઉકાળાના સર્વે ઓષડો સરખે વજને મળીને ૪ તોલા સર્વે લઇ હરરોજ છુંદવા. તેમાં ૧૬ ઘણું એટલે ૬૪ તોલા પાણી નાખી હલકી અગ્નિએ માંટલીમાં ઉકાળવું. સર્વે પાણી બળતાં ૮ તોલા બાકી રહેયાથી ઉંફ ભરેલું ગર્મ પીવાડવું. તેટલું નપચે તો ચાર તોલા પાવું. નહાના છોકરાંને ૦। તોલાથી એક તોલા સુધી શક્તિ પ્રમાણે આપવું. ઉકાળામાં શાકર નાખવા કહેલું હોય તો વાયુકોપ ઉપર ચોથેભાગે. પિત ઉપર આઠમે; અને કફ ઉપર સોળમેભાગે એટલે આઠ તોલા ઓષડમાં અરધોતોલો નાખવું. અગર મધ મેળવવા કહેલું હોય તો ઉપલા વજનથી ઉલટું; એટલે કફ ઉપર ચોથે ભાગે, પિત્ત ઉપર આઠમે અને વાયુંઉપર સોળમેભાગે નાખવું. જીરૂ, ગુગળ, જવખારાદિક, શિળાજીત, હિંગ ઈત્યાદીક ઓષડો મેળવવા કહેલા

હોય તો ૦। તોલા સુધી મેળવવા. દુધ, ઘી ગોળ, તેલ, ઓષડની ચટણી, ચુર્ણ મેળવવા કહેલું હોય તો હરેક ઉકાળામાં એક તોલા સુધી મેળવવા. (ફાંટ અને હિમ) ઓષડો સરખાભાગે ચાર તોલા રાતના ભીજવી સવારે ઉકાળવા તે ફાંટ અને શિતળજ પીવા તે હિંમ જાણવા. (કલ્ક) લીલા અથવા શુકા ઓષડો સરખા વજને લઇ, પથ્થરના પાટલા ઉપર વાટવા તે સર્વેનું વજન, એક તોલા સુધી જાણવું. તેમાં મધ, ઘી, તેલ ઇત્યાદીક મેળવવું હોય તો બે તોલા સુધી, અને શાકર ગોળ હોય તો એક તોલો; પણ પાણી અથવા દુધ મેળવવું હોય તો ચોગણું મેળવવું. (ચુર્ણ) શુકા ઓષડો સરખેભાગે લઇ તડકે સુકવી ઝીણા ખાંડાવી કપડછાન કરવા તેને ચુર્ણ કહેછે. તે મોટા માણસે અર્ધાથી એક તોલા સુધી અને બાળકોને ત્રણ વાલથી ૦। તોલા સુધી શકિત પ્રમાણે આપવું. ચુર્ણમાં ગોળ મેળવવો હોય તો સરખે ભાગે. શાકર, ઘી, મધ બમણા વજને. હિંગ મેળવવી હોય તો શેકીને થોડીક. ચોમણા વજને પાણી લઇ તેમાં ચુર્ણ ડાહીને પીવું. ચુર્ણ, પાક, ચિરો, માવો, ગોળી, ચટણી, ચાટણ ઇત્યાદિક ઓષડ ઉપર દુધ અથવા પાણી પીવાનું લખેલું હોય તો; વાયું ઉપર બાર તોલા, પિત્ત ઉપર આઠ તોલા અને કફ ઉપર ચાર તોલા પીવું. એટલે જેમ પાણીમાં તેલનું ટીપુ પડતા ચારેબાજુએ પસરેછે; તેમ અનુપાનના જોરે ઓષડ પણ આખા શરીરની નસોમાં પસરેછે. એકાદા ચુર્ણને લીંબુ ઇત્યાદિના રસની ભાવના અથવા પુટ આપવા લખેલું હોય તો, ચુર્ણનો ભુકો જેટલા રસમાં ભીજાય તેટલાનેજ તડકે શુકવવું,

ઉપર લખેલા ઓષડોનું વજન કહેલું છે; તોપણ દેશની હવા, રતું, રોગીની શકતી, તબીયત, ઉંમર, કોઠાની અગ્નિ ઇત્યાદિનો પૂરતો વિચાર કરી લાયેક ઓષડ આપવું.

---

## સ્નેહપાક વિધી.

ઓષડના ભુકા કે ચટણીના વજનથી ચોમણું ઘી અથવા તેલ મેળવી; તેથી ચોમણા વજને પાણી અથવા દુધ જેવી પાતળી વસ્તુ મેળવીને મંદ અગ્નિ ઉપર રાંધવું. પાણી બળીજતા ફક્ત ઘી અથવા તેલ બાકી રેહે તે સિદ્ધ થએલી માત્રા જાણવી. તેમાંથી ૪ તોલા સુધી પીવાને કહેલું છે. જે ઓષડો અથવા સુખડીનું તેલ અથવા ઘી કહાડવું હોય, તે નબળા ઓષડોથી ચોમણું અને શખ્ત ઓષડો હોયતો આઠઘણું, અને અત્તિ શખ્ત હોય તો સોળઘણું પાણી કે દુધ નાખવું. તે બળતાં ચોથે હિસ્સે રેહે તેની બરોબર તેલ, ઘી મેળવીને સાદ્ધ કરવું. દુધ, દહી, સ્વરસ, છાસ સાથે ઓષડો સિદ્ધ કરવા હોય તો, આઠમેભાગે ઓષડો લેવા; અને તેનો સારો પાક થવાને ચોમણું પાણી નાખવું. ફક્ત ઉકાળાના ઓષડોમાં સ્નેહ સિદ્ધ કરવું હોય તો; ચોથાભાગે ઘી, તેલ લેવું. જયાહ દુધ ઇત્યાદિમાં સ્નેહ સિદ્ધ કરવું હોય તો, ઓષડથી આઠઘણું દુધ અને તેથી ચોમણું પાણી મેળવી રાંધવું સ્નેહપાક બરોબર થવાની પરિક્ષા કરવાને તે પાકમાંથી એક ટીપું અગ્નિ ઉપર મુકીને જોવું કે તડતડ થવા લાગે તો સિદ્ધ થયેલું જાણવું; પણ તે ઉપર ફીણ આવવા લાગે તો તેલ સિદ્ધ થયું; અને ફીણ ન આવે તો ઘી તૈયાર થયેલું જાણવું.

## રશાયણવિધી.

—:oo:—

**પારાની મુદ્ધી કરવા**—ખડાયા હિંગળો લઇ, ડમરૂ યંત્રેથી પારો ખેંચીલેવો. અથવા હલદ, ઘેર, મેળવીને ત્રણ ઘડી સુધી પારો ખલવો અગર ઇંટના ચુર્ણ સાથે ખળવાથી સુધ્ધ થાયછે. તે પછી કપડછાંડ કરવું. **ગંધકનું શોધન કરવા**—આમળસારો ગંધકનું ચુર્ણ અને ઘી સરખે વજને લઇ લોઢાની કહડાઇમાં અગ્નિ ઉપર મુકી પાતળું પાણી જેવું થયાથી, ગાયના દુધમાં મેળવવાથી સુધ્ધ થાયછે. **હિંગળાનું શોધન કરવા**—બકરીના દુધમાં અથવા લીંબુના રસમાં ખરલવું; અને તડકે સુકવવું. એવીરીતે સાત પુટો આપ્યાથી શુધ્ધ થાયછે. **હરતાલનું શોધન** કરવા તેનું ચુર્ણ બેવડા કાપડમાં પોટલીબાંધી ગાયના મુતરમાં અથવા કાજીમાં ત્રણ દિવસ રાંધવાથી શુધ્ધ થાયછે. **મનશીળનું શોધન** કરવા તેનું ચુર્ણ બેવડા કાપડમાં પોટલી બાંધી બકરીના મુતરમાં ત્રણ દિવસ રાંધવાથી શુધ્ધ થાયછે. **ખાપરીઆના** નહાના નહાના કકડા કરી કાપડમાં બાંધી ઘોડા અથવા ગાયના મુતરમાં બે પહોર રાંધવા અથવા સાત દિવસ ભીજવ્યાથી શુધ્ધ થાયછે. **સોમલની શુદ્ધીકરવા** તેના ઝીણા કકડા કરી કાપડમાં બાંધવા, તેપછી તાંદલજાની ભાજીનો રસ કહાડી, ડોળાઅંત્રમાં ઉપલી પોટલી મુકી રાંધવી એટલે શુધ્ધ થાયછે. **વચનાગની શુદ્ધી કરવા** ઝીણો ભુકો કરી કાપડમાં બાંધી ગાયનાં મુતરમાં સાતદિવસ ભીજવવો. **જેપાળાની શુદ્ધી કરવા** તેના બી કહાડીનાખી બાકીનાને કાપડમાં બાંધી ભેંશના છાણમાં રાંધવું; તે પછી ગર્મ પાણીમાં ભીજવી ફુળમાંથી

જીમોનું જાડું પડ કહાડીનાખીને ઓષડમાં વાપરવા. ઝેરકચુરાની શુદ્ધીકરવા તેને ઘી ચોપડી અગ્નિ ઉપર સેકવાથી શુદ્ધ થાયછે. ધંતુરાના બીજની શુદ્ધી—બીજોને ચાર પહોર ગાયના મુતરમાં રાંધવાથી શુદ્ધ થાયછે. અફીણની શુદ્ધી કરવા તેને ઉપર લખેલી રીતે આદાના રસના ૨૧ પુટો આપવાથી શુદ્ધ થાયછે. ભાંગની શુદ્ધીકરવા લોહઢાની કહડાઇમાં સેકીને કાપડમાં બાંધી પાણીમાં ધોઇ સફાઇદાર પાણી નિકળે તેટલી વખતે ધોયાથી શુદ્ધ થાયછે.

---

## નાડી પરીક્ષા.

જમણા હાથના અંગુઠાના મૂળની ચાલતી નાડી, જે આખા શરીરના સુખ દુઃખની શાક્ષી ભુતછે. તે મધ્યે પ્રથમ વાયું તેમાં પિત્ત અને છેહલો કફ હોયછે. વાંકી સર્પની રીતે ચાલતી હોય તો વાયુંનો કોપ. જે નાડી જલદ ચાલે તે પિત્તનો કોપ, અને હલવે મંદ ચાલતી નાડી કફકોપ જાણવો. ત્રણે રોગોનો કોપ હોએ તો હળવે હળવે ચાલતાં ફરી જલદ ચાલેછે. એવી રીતે ત્રણેરોગોની ચાળાથી સન્નિપાત નાડી જાણવી.

## પિશાબની પરીક્ષા.

સહવારના રોગીને પિશાબ ગલાસમાં કરાવી; તેમાં મિઠા તેલનું ટીપુ નાખવું. તે પડતાંજ પસરયું તો વાયુ કોપ જાણવો; પણ તે રક્ત વર્ણું અને શિત્તળ હોયછે. પિત્તનો કોપહોય તો તેલનું ટીપુ પડતાં ફીણ આવે અને પાળા રંગે ગર્મ હોયછે. કફ કોપ હોય તો તેલ પડતાં સરખું અને દેખાવ બદલે અને સફેદ બરફ

જેવું દેખાય. સન્નિપાતનાં વાયું, પિત્ત અને કફ ત્રણે રોગોનો કોપ હોય તો પિશાબ કાળો, લાલ, પીળો અનેક રંગે મળેલો દેખાય. તેમાં તેલનું ટીપું પડતાંજ તળીએ ગયું તો અસાધ્યરોગ જાણવો.

## ઝાડાની પરીક્ષા.

વાયુંના કોપથી ઝાડો ફીણ ભરેલો, રૂક્ષ, કળાસનો અને થોથાપાણી થાય. પિત્ત કોપે લીલો પિળો દુર્ગંધી ભરેલો હોય. કફ કોપે સફેદ, જરા શુક્રો, જરા ભીંજાયલો હોય; બે રોગ અથવા ત્રણુ રોગનો કોપ હોય તો તેના રંગો મળેલા હોય.

## જીભની પરીક્ષા.

વાયું કોપથી જીભ ખડબચડી ફાટેલી થાય. પિત્તરોગે લાલ અને જરાક કળાસ રંગે હોય. કફ રોગે સફેદ ચિકાસ ભરેલી થાય.

## નેત્ર પરીક્ષા.

વાયું કોપે આંખો રૂક્ષ, ધુમ્રવર્ણે, બળતર સહિત અને ચંચળ થાય. પિત્ત કોપે પીળી હળદ જેવી અથવા લાલ બળતર સહિત અને તડકા અથવા અજવાળા સામે જોઇ ન સકાય. કફ કોપે આંખો સફેદ તેજ વિનાની, ગળતી અને ચિકાશ ભરેલી હોય.

## ચેહેરાની પરીક્ષા.

સહવારે રોગીને જોતા નિસ્તેજ, જરા કળાસનો હોય તો વાયું કોપ જાણવો. પિત્ત કોપ હોય તો પિળો અને જરા સુજેલો થાય. કફ કોપે કળાહીણ અને ચિકાસ ભરેલો હોય.

## શબ્દ પરીક્ષા.

ગળામાંથી શબ્દ નિકળતા ઝીણો હળકો હોય તો વાયું કોપ જાણવો. તિક્ષણ નિકળે તો પિત્ત કોપ. ભારી અને ખોખરો નિકળે તો કફ કોપ જાણવો.

## સ્પર્શ પરીક્ષા.

વાયુંના કોપે શરીર ખરબચડું થાય પિત્ત કોપે ગર્મ. અને કફ કોપે શિતળ અને ભિનાસનું હોય.

---

## પરેહેજ કરવાની જરૂર.

पथ्ये सति गदार्तस्य किमौषध निषे व णमू ॥ पथ्ये ऽ साति गदार्त स्याकि मौषध निषे वणमू ॥ १०॥

રોગીએ જરૂર પરેહેજ કરવી જોઇએ, રોગ વધારનાર જાણુસો નખાધીતો ભાયેગજોગે પોતાની મેળે સારૂ થાયછે. પરેહેજ નહી કરનારને ઓષડ ખાધાથી પણ ફાયેદો થતો નથી; માટે તેને ઓષડ આપવું નહી.

## ખારના ગુણ વીશે.

महींद्र माहिला त्रपाप्रद पदारविंदें तथा पयोनिधि पयस्त तिर्जल धैरे रूपाया तथा ॥ अपि प्रकृति नीरसा नृप भिषग्लि रंगा कृता भविष्यति सरस्वती रसवती मुरासा पते : ॥ ११ ॥

એ સુંદરી—જેમ ખારાદિકને, વરસાદે કબુલ રાખ્યાથી, મધુર ગુણ તેમાં થાયછે. મહારૂ બોલવું સ્વભાવે, ઘણું શખ્ત અને ખારાખછે; તોપણ વૈદોએ ઓષડો કબુલ રાખી તેનો ઉપયોગ કીધાથી ઘણો ગુણ થાયછે.

### વૈદે તજવીજ રાખવાની જરૂર.

इह गमिष्यति वैद्यमतिः श्रमं प्रथम मेव पुरस्क्त महत्सुखम् ॥
प्रियतमस्य मृगाक्षि समागमे नवकर ग्रहणा गृहिणी यथा ॥ १२ ॥

એ સુંદરી—વિદ્વાન વૈદે પોતાની ઇછાથી જવું, બનતી મેહેનતે સર્વે ઉપાય કરવા; જેવી રીતે રોગીને મહાસુખ ઉપજે તેમ વહાલી જણસ ઓષડની આપવી. પ્રક્રીતી, સ્વભાવ, અવસ્થા પ્રમાણે નવું નવું ઓખડ બદલી પોતાને હાથે આપવું અને સર્વે સોધવું; પોતાની શક્તિ પ્રમાણે મેળવવું.

---

इतिज्वर चिकित्सा.

### તાવની પરીક્ષા.

यतः सर्वेषु रोगेषु प्रायशो बलवान् ज्वरः ॥ अतस्तस्य प्रतीकरं प्रथमं ब्रूमहेवयम् ॥ १३ ॥

એ સુંદરી—સર્વે રોગોમાં પ્રાયશઃ તાવ ઘણો બળવાન રોગછે. માટે તેની પરીક્ષા વીસ્તારથી પ્રથમ કહુંછઊં.

### તાવ પાકો કરવાનો પ્રથમ ઉપાય.

देवदारु धना विश्वा बृहति द्वय पाचनम् ॥ ज्वरे पूर्वं पिबेच्चारु पयोधर धराधरे ॥ १४ ॥

એ સુંદરી—તાવ પાકો થવો જોઇએ, માટે પ્રથમ દેવદાર, ધાણા, સુંઠ, રીંગણીમૂળ અને ડોરલીનો ઉકાળો પીવાડવો.

### વાયું, પિત્ત અને કફના તાવ ઉપર.

छिन्नौषधां भोधर धन्वयासैः किराय तिक्तां बुद रेणु यासैः ॥ विश्वा वृषांभो धर धन्वयासैः क्काथान्मरुत्पित्त कफज्वरेषु ॥ १५ ॥

ગરોળ, સુંઠ, નાગરમોથ, ધમાસાનો ઉકાળો કરી પીધાથી વાયુંનો તાવ જાય. કરિયાતું, કડું, નાગરમોથ, ધાસીઓ પિત્તપાપડો, ધમાસાનો ઉકાળો પીવાથી પિત્તનો તાવ જાય. સુંઠ, અડુંશાના પાંત્રા, નાગરમોથ, ધમાસાનો ઉકાળો પીવાથી કફનો તાવ જાય.

### વાયુંના તાવ ઉપર.

उशीर कलशी महौषध किरातकां भोधर स्थिरा बृहतिका द्वया मृतलतात्रिकंटैः कृतम् ॥ कषाय कममुं पिबे त्पवन ज ज्वर व्याकुलः पुमान्दश शत छद छद मदग्रसल्लोचने ॥ १६ ॥

એ સુંદરી—વાળો, પિઠવણ, સુંઠ, કરીયાતું, નાગરમોથ, સાળવણ, રીંગણીમુળ, ડોરલીમુળ, ગરોળ, ગોખરૂનો ઉકાળો આપવો.

## બીજો ઉપાય.

पीयूष लोक पांचालीचरणानां कषायक: ॥ पीयमान: प्रियेहंति हनुमज्जनक ज्वरम् ॥ १७ ॥

ઓ પ્રિયે —ગરોળ, સુંઠ, પિપળીમુળનો ઉકાળો પીવાડવો.

## વાયું પિત્તના તાવ ઉપર.

छिन्नोद्भवा पर्पट वारिवाह भूनिंब शुंटी जानित: कषाय: ॥ समीर पित्तज्वर. जर्जराणां करोति भद्रं किल पंचभद्र : ॥ १८ ॥

ગરોળ, પિત્તપાપડો, નાગરમોથ, કરીયાતું, સુંઠનો પંચભદ્રા નામે ઉકાળો વાયુ પિત્તના તાવે તવાઇગએલા રોગીએ પીધાથી ફાયદો થાય.

## પિત્તના તાવ ઉપર.

एक एव खलु पैत्तिक ज्वरं हंति पर्पट कृत: कषायक: ॥ चंदनोदक महौषधान्वित श्चेत्तदा किमु पुनर्विचारणा ॥ १९ ॥

ફક્ત ધારયા પિત્તપાપડાનો ઉકાળો પીધાથી પિત્તનો તાવ જાય. રતાંજળી, વાળો, સુંઠ ત્રણેનો ઉકાળો પીધાથી જરૂર તાવ જાય.

## બીજો ઉપાય.

मानंत्यज प्रेयासि मंदवायु ललल्लता संघम नर्म्यहारे ॥ रेवातटं पश्यरमस्त्र वेणु क्वाणोयतो त्रास्ति निरस्तपांथ: ॥ २० ॥

આ શ્લોકમાં અંર્લાપિકાછે. માટે ઓ પ્રિય ગરવ છોડ અને જ્યાંહ મંદવાયું આવતો હોય, એવો રમણી નર્મદા કીનારે નજર કર

કે જ્યાહ કોઇ માણસ નથી, અને વાયુનો મંજૂળ શબ્દ સંભળાય છે. તેવી જગામાં રહેવાથી અને ચાલવાથી પણ તાવ જાયછે. આ શ્લોકમાં (માધુજ્વરે રેણુકવાથ) એટલે પિત્તજ્વરો ઉપર પિત્તપાપડાનો ઉકાળો આપવાને દરશાવેલું છે.

### ત્રિજો ઉપાય.

आरोग्य लक्ष्मी रूपयाति पित्तज्वरातुरं रेणुकषाय भाजम् ॥
भात्वं यथा रत्न कले स्मरार्ते कृत प्रकोप्र शमासखीभिः ॥ २१ ॥

એ રત્નકળા—પિત્તના તાવે પીડાયલા રોગીએ પિત્તપાપડાનો ઉકાળો પીધાથી તેના શરીરનો રોગ જઇ આરોગ્ય સંપત્તિ પ્રાપ્ત થાયછે.

### ચોથો ઉપાય.

द्राक्षा पर्पट राजवृक्ष कटुका मुस्ताभयानां जलं मूर्छा शोष निदाघतृट प्रलपनभ्रां त्याढ्य पित्तज्वर ॥ २२ ॥

કાળી દરાખ, પિત્તપાપડો, ગરમાળાની શીંગનો ગર, કડું, નાગરમોથ, હરડેનો ઉકાળો પીધાથી પિત્તનો તાવ, મુર્છા, પાણીનો શોષ, તલખી, તૃષા બડબડ, બેસુદ્ધિ દુર થાય.

### પાંચમો ઉપાય.

दुस्यर्श प्रमदा किरात कटुका सिंहास्य रेणूद्भवः क्वाथः शर्करया न्वितो हराति तृट् दाहास्त्र पित्तज्वरान् ॥ २३ ॥

ધમાસો, અતલશની કળી, કરીયાતું. કડું, અરડુસાના પાંત્રા, પિત્તપાપડાના ઉકાળામાં શાકર મેળવી પીધાથી તૃષા, દાહ, લોહી ઉકાળાનો રક્તપિત્ત જ્વર નાશ પામે.

### છઠ્ઠો ઉપાય.

अहो किमर्थं बहवः कषायाः पराशरादी मुनिभिः प्रदिष्टाः ॥
छिन्ना शिवा पर्पट तोयपाना त्पित्तज्वरः किंनु सरी सरिति ॥ २४॥

પારા શરાદિકે એટલા ઉકાળા શ્યા માટે કહ્યા હશે? ગરોળ, હરડે, પિત્તપાપડાના ઉકાળાથી પિત્તજ્વર જતો નથી કે શું?

### સાતમો ઉપાય.

जलजलजलवाह रेणुविश्वौषधशि शिरैः सहितं षडंग मेतत् ॥ शृत हिम मिव गांगमबु तृष्णा ज्वर शमनं खलुपीत माशुकूर्यात् ॥ पयः शूंठी पयः शीतं पयोरेणुपयोमुचं ॥ षडंगं शृतशी तंस्या त्सद्यस्तृष्णां विना शयेत् ॥ २५ ॥

વાળો, કાળો વાળો, નાગરમોથ, પિત્તપાપડો, શુંઠ, લાળ ચંદનનો ઉકાળો: ગંગા નદિના પ્રવાહ પ્રમાણે તૃષા, તાવની શાંતી કરેછે. તેસાથે નવ જવરો પણ દુર કરેછે; તેને ષડંગ કેહેછે.

### પિત્ત કફના તાવ ઉપર.

लोहितचंदन पद्मक धान्याश्छिन्न स्तुहापिचु मंद कषायः ॥ पित्त कफ ज्वर दाह पिपासा वांति विनाश हुता शकरःस्यात् ॥ २६ ॥

લાલ ચંદન, પદમકાષ્ટ, ધાણા, ગરોળ, કડવા લિંબડાની છાલનો ઉકળો પીધાથી પિત્ત કફનો તાવ જતોરેહેછે; અને શરીર બળતર, તૃષા, ઉલટી બંધ કરી ભુખ ઉઘડેછે.

## પિત્તના તાવમાં અત્તિ શરીર બળતર ઉપર લેપ.

सहस्र धौतेन घृतेन कर्तुरल्यंगमोषः कृशतां बिभार्ति ॥ अन्यांगना संगम सादरस्य स्वीयेषुदारेषु यथा त्रिलाषः ॥ २७ ॥

હજાર વખતે પાણીથી ઘી સારીપેઠે ધોઇને સાત દિવસ શરીરે મરદન કરેથી પિત્ત કોપ શાંત થાય. જેવી રીતે છીનાળવા પુરૂષની પ્રીતિ પોતાની બૈરી ઉપર ઓછી થાયછે તેમ.

## બીજો લેપ.

तृट दाह मोहाः प्रशमं प्रयांति निंब प्रवालो त्थित फेनलेपात् ॥ यथानेराणां धनिनां धनानि समागमा द्वार विला सिनीनाम् ॥ २८ ॥

કડવા લિંબડાના પાંત્રાનો રસ શરીરે ચોળવાથી, તૃષા, દાહ, મોહની શાંતી થાય. જેવી રીતે વ્યભિચારી સ્ત્રિ, પુરૂષોની સંગતે કેટલાકનો નાશ થાયછે તેમ.

## ત્રિજો લેપ અને જળક્રિડાનો ઉપાય.

आमलैः कमलै रथा निलैरलसैः पुष्परजः समन्वितैः ॥ जलकेलि कथा कुतूहलैरपि पित्तज्वरजाल्जोजयेत् ॥ २९ ॥

સફેદ કમળો; ફુલો ઉપરથી સુગંધી ભરેલો આવતો મંદ વાયું, અને કુવા તલાવ કે નદીમાં નહાવાની જળક્રીડા કરાવી; વૈદ પિત્તજ્વર રોગ જીતાવે.

## કામાતુરના તાવનો ઉપાય.

श्रीखंड मंडित कलेवरवल्लरीणां मुक्ता फला कुल विलोल कुच स्थलीनाम् ॥ वैदग्ध्यमुग्ध वचसांसुविला सिनी नामा लिंगनं सकल दाहमपा करोति ॥ ३० ॥

સુગંધી ભરેલા ચંદનાદીક લેપો આખા શરીરે કીધાથી મુકતા-હારો; રસિક ભાષણુ અને ગાયેન સાંભળવાથી; અથવા ખુબસુરત પ્રીય બૈરીને ભેટવાથી કામાતુરનો તાવ શાંત થાય.

## બીજો ઉપાય.

शय्या पल्लव पद्मपत्र रचिता वासो वयस्यैः समंकांतारे कुसूम स्फूर त्तरूवरे वापीजला लोकनम् आलापाश्च शूकालि कोकिल कृताः कांताश्चकांताः कथा वाताश्चाम लवालकव्यजनजा दाहांनिरा कुर्वते ॥ ३१

કમળ ઇત્યાદિ શીતળ ઝાડોના કુમળા પાંત્રાની, સેજ ઉપર નિદ્રા કીધાથી; ખુશીની વાતો મિત્રો સાથે કીધાથી; બગીચામાં ફરવાથી; કુવા તલાવ કે નદીને કીનારે બેઠાથી; સુસ્વર ગાએન સાંભળવાથી; પોપટ ઇત્યાદિકની મધુર ભાષા સાંભળવાથી; પ્રિય સ્ત્રિ અથવા બાળકના રશિક ભાષાણથી; વાળાની સુગંધી ભરેલા પંખા નો પવન લીધાથી; એટલા ઉપાયે કામજ્વર શાંત થાયછે.

## શરીર બળતરનો ઉપાય.

अयिनितंबिनि गायन लालसे मधुरवाणि निकाम मदालसे ॥ वपुषिदाहवतां विहितं हिमांहिम हिमां शुजलै रेनुलेपनम् ॥ ३२ ॥

એ। ખાગી—સફેદ ચંદન, કપુરકાચલી અને વાળાનું ચુર્ણ પાણી સાથે કાલવી લેપ કરવો.

## ગુસ્શો કે સંતાપનો ઉપાય.

शूभाभ्र विभ्र मधरे शशांक करसुदरे॥ चंदनैश्च ।चिंते हर्म्येस्त्वा पस्ताप मपोहाति॥ ३३ ॥

મેઘ જેવો સફેદ ચંદ્ર પ્રકાસેલો હોય તેવા ચાંદણામાં, બગીચા અથવા અગાશીએ નિદ્રા કીધાથી તત્કાળ સંતાપ દુર થાય.

## કોઠાની બળતરનો ઉપાય.

यदिपर्युषितं धान्य सलिलं सितयासह ॥

प्रभात समये पीत मंतर्दाहं विना शयेत् ॥ ३४ ॥

ગરમ પાણીમાં ધાણાનું ચુર્ણ નાખી રાતના ભીજવી રાખવું; સવારે પાણી ગાળી લેવું. તેમાં ખડીશાકરનું ચુર્ણ મેળવીને પીધાથી અગ્નિ કે દાહ, અકળામણ થતી હોય તો ફાયદો થાય.

## પિત્તજવર અથવા કામજવર વિશે.

पित्तज्वरे किंरस फांटलेपैः किंवा कषायैरमृतेन किंवा ॥

पेयंप्रिया या मुखमेकमेव लोलिंब राजेन सदानुभुतम् ॥३५ ॥

प्राणप्रेय सिमा पिबंतु पुरूषाः ।पित्तज्वर व्याकुला नानावल्लिजलं बिलंबित फलंपाने विषादप्रदं ॥ तत्तैः किं क्रियतां चिकित्सकपते मुग्धेसुखंसेव्यतां सद्यस्तापहरः सुधाधिकतरः कांताधरः केवलम् ॥३६

એ સઘળી—પિત્તજ્વરો ઉપર અથવા કામાતુરોના તાવો ઉપર વનસ્પતીનો અંગરસ; ઓષડોનું ચુર્ણ પાણીમાં ડોહી ગાળીને; ઓષડોના લેપો; ઉકાળા ઈત્યાદિક બતાવેલાછે; તે વિષે લોલિંબરાજ કેહેછે કે કામાતુરનો રોગ આશક માશુકને જોતા કે યાદ પડતા ઉપજેછે તેને અમૃત પીવાડયું તો શું ફાયદો થાય? તેની પ્યારીનું મુખચુંબન કરવું જોઇએ. તેવા રોગ માટે પુરતો અનુભવ મેં લીધોછે; અને ગ્રંથોમાં કહેલુંછે તેનો સ્લોક નિચે લખેલોછે.

## આશક માશુકની ઈચ્છાનો ઉપાય.

कांता कटाक्ष दग्धानां वदवैद्यकिमौषवम् ॥
दृढमालिंगनं पथ्यंक्वाथश्चा धरचुंबनम् ॥ ३७ ॥

કામાતુર રોગીને એજ ઓષડ ઉપયોગીછે કે પ્યારી બૈરીના હોઠનું ચુંબન તે ઉકાળો અને આલિંગન એટલે ભેટવું તે પરેહજ.

## વાયું પિત્તના તાવ ઉપર.

पंच मूलिमृता मुस्ता विश्वाभूनिंबसाधित: ॥
कषाय: शमयत्या शू वायू मायुभवंज्वरम् ॥ ३८ ॥

લધુ પંચમુળમાં રીંગણી, ડોરલી, સાળવણ, પીઠવણ, ગોખરૂ; તથા ગરોળ, નાગરમોથ, સુંઠ, કરીયાતુ એટલાનો ઉકાળો પીધાથી તાકીદે ફાયદો થાયછે.

## દમ, સાંસ, ખાંશી સાથે કફના તાવ ઉપર ચાટણ.

शृंगी कणा कटूफल पौष्कराणां क्षौद्रान्वितानां विहितोवलेह: ॥
श्वासेन कासेन युतंचलास ज्वरंजयेदत्रनकापि शंका॥ ३९ ॥

કાકડશિંગ, પિપર, કાયફળ, ઉપલેટનું ચુર્ણ મધમાં ચાટવું.

**દમ, તાવ, અને ભુખ લાગવા ઊપર.**

भार्ङ्गीगुडूचीघन दारू सिंही शूंठीकणा पुष्करजः कषायः ज्वरं निहंतिश्व सनं क्षिणोति क्षुधं करोतिप्ररूचिंतनोति ॥ ४० ॥

ભારંગમુળ, ગરોળ, નાગરમોથ, દેવદાર, ડોરલી, સુંઠ, પીપર, ઉપલેટનો ઉકાળો પીવાથી દમ બેસે, તાવ જાય; અને ભુખ લાગે. મોહડે રૂચી આવે.

**તાવ અને અરૂચી ઊપર.**

ममद्वयं विस्मय मातनोति तिक्ता कषायो मुख तिक्ताघ्नः ॥ निपीडितो रोजकोशायोषा प्रमोदं प्रचुरंप्रयाति ॥ ४१ ॥

એ પ્રિયે—કડુંનો ઉકાળો પીવાથી, તાવની કસર જાય, મોહોડે રૂચી આવેછે.

**ખાસી, દમ, મુખનો રોગ, તાવ, વાયુ અને કફના રોગ, શળકમ, કંઠમાં થતા ગળાના રોગ ઊપર.**

कटूफल कटूतृणाब्द धनिका शृंग्युग्रगंधाभयाभार्ङ्गीपर्पट विश्वदेव तरूजोवाल्हीक मध्वन्वितः ॥ कासश्वास मुखा मयज्वर चल श्लेष्म प्रकोपंहरेत्तद्वत्कोमलकांठे कंठजनितांपीडांचजे जीयते ॥ ४२ ॥

એ કોમળકંઠી—કાયફળ, ઘાસના ફુલ, નાગરમોથ, ધાણા, કાકડાશિંગ, ઘોડાવજ, હીમજ, ભારંગમુળ, પિત્તપાપડો, સુંઠ, દેવદારનો ઉકાળામાં શેકેલી હિંગનું ચુર્ણ તથા મધ નાખીને પીવું.

### અરૂચી ઉપર.

गम्यतक्केगज गामिनित्व यामद्वच: शृणुकवींद्र कथ्यताम् ॥
साज्य सैंधव मरोच पहंमातु लिंग फलकेसरं स्मृयम् ॥ ४३ ॥

એ। ગજ ગામિની—તું કહિં જાએચ? મહારૂં સાંભળ. સિંધા-લુણ, ધી અને બીજારા ફળનું ખમણ મેળવી ખાવું.

### બીજો ઉપાય.

अम्लार्चं द्यातिलुंग केसरं सघृतं सैंधव चूर्ण चार्चितम् ॥
रूचिमंब्रुस्हस्यत न्वितन यनं सज्जन गंजनं यथा ॥ ४४ ॥

બીજોરાફળનું ખમણ, ઘી, સિંધાલુણ મેળવીને ખાવું.

### તીજો ઉપાય.

शमयति केंसर मरूचिं सलवण माशू मातु लिंगस्य ॥
दाडिमर्चवण मथवा चरको रूचिकारि सूचया मास ॥ ४५ ॥

બીજોરાના ખમણને થોડુંક નિમખ લગાડી ખાધાથી ફાયદા થાય. તેમજ ચરકરૂષીએ દાડમના દાણા ખાવાને કહેલું છે

### સન્નિપાતનો તાવ નાસુર ઈત્યાદિ ઉપર.

ग्रंथिंद्रजामर पुर कृमि शत्रूभार्ङ्गि भृंग त्रिकटु नल कटू फल पीष्करराणामं ॥ रास्ना भया बृहतिका द्वय दिप्यभूत केशी किरात कवचा चविका वृकीणात् ॥ ४६॥ क्ाथा हन्यात्सान्नि पातान्समग्रान् बुद्धिंभ्रंशं स्वेद शैत्य प्रलापान् ॥ शूलाध्मानं विद्रधि श्लेष्मा वातान्वात व्याधी न्सूतिकानां च तद्वत् ॥ ४७ ॥

પિપલીમુળ, ઇંદરજવ, દેવદાર, તથા વાવડીંગ, ભારંગમુળ, ભાંગરાનાં પાંત્રા, સુંઠ, મરી, પીપર, ચીત્રકમુળ, કાયફળ, ઉપલેટ, રાસના, હરડે, રીંગણીમુળ, અજમો, નધોડના પાંત્રા, કરીઆતું, ઘોડાવજ, ચવક, પહાડમુળ; અને દસ વાલ સુધી ગુગળ એટલા ઓષડોનો ઉકાળો કરી પીધાથી સર્વે પ્રકારના સન્નિપાત, બુદ્દિભ્રમ, શરીરે પરસેવો ઘણો થતો હોય તે, શરીર પાણી જેવું શિતળ થતું હોય તે, બડબડાટ, શુળરોગ, પેટફુગો, નાસુરનો રોગ, કફરોગ, વાયુંરોગ, સુતિકારોગ એટલા રોગો દુર થાયછે.

## ભયંકર સન્નિપાત, ખાંશી, દમ, શુવાવડીના ઇત્યાદી રોગો ઉપર

अर्कानंता किराता मरू तरू रसना सिंदुवारोग्र गंधा तर्कारी शिग्र्यु पंचोषण दयिता मार्कवाणां कषायः ॥ सद्यस्तीव्रान् त्रिदोषान पहराति धनुर्मारूतान्दंत बंधं शैत्यं गात्रेषु गाढं श्वसनकं सूतिका वात रोगान् ॥ ४८ ॥

આકડાના મુળ, ધમાસો, કરીયાતું, દેવદાર, રાસ્ના, નધોડનો પાલો, ઘોડાવજ, ટાહાકળ, શેકટાની છાલ, સુંઠ મરી, પીપર, પીપલીમુળ, ચિત્રકમુળ, અતલસની કળી, ભાંગરો એટલા ઓષડોનો ઉકાળો પીધાથી ભયંકર સન્નિપાત તરત દુર થાય. ધનુર વાયુ, દાંતખીલી બેઠેલી, શરીર શિતળી થંડુ પડવાને, દમ, ખાંશી, શુવાંવડીને વાયુ થાય તે ઇત્યાદી રોગોને અર્કાદિ ઉકાળો દુર કરેછે.

## વાયુ, પિત્ત, કફનો સન્નિપાતનો તાવ, સર્વે પ્રકારના દમ ઉપર.

तिक्ता तिक्तक पर्पटा मृत शठी रास्ना कणा पौष्करं त्रायंती बृहती सुरौषध शिवा दुस्पर्श भार्ङ्गी कृतः ॥ क्काथो नाशयति त्रिदोष निकरं स्वापं दिवा जागरं नक्तं तृण्मुख शोष दाहक सन श्वासान शोषान पि ॥ ४९ ॥

કડું, કરીઆતું, પિત્તપાપડો, ગરોળ, કચોરો, રાસ્ના, પિપર, ઉપલેટ, ત્રાયમાણ, રીંગણીમુળ, દેવદાર, સુંઠ, હરડે, ધમાસો, ભારંગમુળ; એટલા ઓષડોનો ઉકાળો પીધાથી ત્રણે દોષનો સન્નિપાત જ્વર, દિવસે નિદ્રા, રાતે જાગર્ણ, તૃષા, મુખે શોષ, શરીરે દાહ, ખાંસી, સર્વે પ્રકારના દમનો રોગ દુર થાય.

## ત્રણે દોષ ભેળા થયેલા સન્નિપાત વિશે.

सन्निपातस्य कालस्य कश्चिद्भेदोन विद्यते ॥ चिकित्सको जयेद्यस्तं तस्मात्कोस्ति प्रतापवान् ॥ ५० ॥ सन्निपातो दधौ मग्नानुद्धरेद्यः कृपाकरः ॥ तस्मै किंकिंन देयं स्याद्धदको विद नंदिनी ॥ ५१॥ त्रिदोष जागरग्रस्ता न्मोचयेद्यः सवैद्यराट् ॥ आत्मा पितस्य दातव्यः किं पुनः कनका दिकन् ॥ ५२ ॥

વાયુ, પિત્ત, કફ ત્રણેનો કોપ વધ્યાથી બીજા તાવો ઉપજેછે. તેમાંથી રોગી મરણ પામે, તેનો સંદેહ નહી. એવા રોગીને જે વૈદ જીતેછે, તેના જેવો પરાક્રમી બીજો કોણ ગણાય?

એ પંડિત કન્યા—આ સન્નિપાત સમુદ્રમાં બુડેલા રોગીને જે કહાડેછે; તેના ઉપકારનો બદલો ફેડવાને સર્વે માલ મીલકતનું દાન કીધું તો પુરૂ નગણાય! બહુ શું કહીએ પણ ત્રણે દોષ રૂપ, અજગરના મોહડામાં ફસાએલાને છોડાવ્યા પ્રમાણે; સન્નિપાત રોગ દૂર કરવા બરોબરછે. તેવા રોગીએ પોતાનું શરીર વૈદને અર્પણ કરવું જોઇએ; તે પછી શ્રીમંતોની શું કથા?

### કાન પાછળ થતી કર્ણમુળની ગાંઠો ઊપર.

यः शोथः श्रुती मूलजः सकठिणः शांते त्रिदोष ज्वरे रक्तं तत्रज लौकया परिहरे त्सर्पिः पिवेच्चातुरः ॥ रास्ना नागर लुंग मूल हुतभुक दार्व्यग्नि मंथैः समै र्लेपस्या दरविंद वंद्य वदने शोथ व्यथा ध्वंसनः ॥ ९३ ॥

સન્નિપાતનો તાવ ધીમો પડ્યાથી કાન પાછળ મુળમાં મોટો ભયંકર સોજો થઇ ગાંઠ બંધાયછે. તે રોગમાંથી વિરલો સારો થઇ બચેછે. તેમાં તાવ અગાઉ સોજો આવ્યો હોય તો તે અસાધ્ય; તાવની વચ્ચે થઇ તો કૃચ્છ સાધ્ય; અને તાવ ઉતરી ગયા પછી થઇ તો સુખ સાધ્ય એટલે તે રોગી સારો થાયછે. એવી રીતે રૂષીઓએ કહેલુંછે. તેવી ગાંઠોને પ્રથમ જળો લગાડી લોહી કહાડવું. લોહી કહડાવ્યાથી ઘણી નબળાઇ રોગીને થઈ તો થોડુંક ઘી પાવું. તે પછી ચોથે દીવસે રાસ્ના, સુંઠ, બીજોરાનું મુળ, ચિત્રકમુળ, દારૂ હલદ, ટાહકળ એટલાં ઓષડો પાણીમાં ઘસીને ગાંઠને લેપ કરવો. એટલે ઓ કમળવદને— તે સોજાની ગાંઠમાં થતો ઠણકો બંધ પડી બેસેછે.

### ખાંસી, શુળ, દમના હાડકગી તાવ અને કૃમિ રોગ ઊપર.

शूलात्पार्श्व शिरस्थितात्कसनतः श्वासाच्च जीर्ण ज्वरान् मुक्तस्या त्पुरूषः पयः परिपिबन् पंचा ध्रिणा पाचितम् ॥ एकासौ गुडापिप्पली विजयते जीर्णज्वरा जीर्णकक्षुन्मांद्या रूचि पांडुजंतुक सन श्वासान्किमन्यौषधैः ॥ ९४ ॥

(બૃહત્પંચમુળોનો ઉકાળો) એટલે બીલમુળ, શિવણમુળ, ટાકળી મુળ, પાડળીમુળ, રેડુમુળ; એટલાનો ઉકાળો પીધાથી પગની ટોડ, મસ્તકશુળ, ખાંસી, દમ, હાડકગોનો જીર્ણજ્વર દુર થાય. એકભાગ પીપરનું ચુર્ણ અને બેભાગ ગોળ મેળવીને ગોળી ખાધાથી જીરણ તાવ અગ્નિમંદ, ભુખ બેસીગયેલી, અરૂચી, પાંડુરોગ, કરમનો રોગ, ખાંસી, દમનો નાશ થાય; ત્યારે બીજા ઓષડોની જરૂર શુંછે.

### કફ સહિત હાડકગી ઊપર.

जीर्ण ज्वरं कफ कृतं कणया समेत छिन्नोद्भवोद्भव कषायक एवहांति ॥ रामो दशास्य मिवराम इधप्रलंबं रामोयथा समरमूर्ध निकार्तवीर्यम् ॥ ९५ ॥

ગરોળના ઉકાળામાં પીપરનું ચુર્ણ નાખી પીધાથી જેમ રામે રાવણને અને બળીરામે પ્રલંબાસુરને અને ફરશરામે કાર્તવીર્યને એટલે ખત્રીઓને મારયા તે પ્રમાણે રોગનો નાશ થાયછે.

### બીજો ઊપાય.

पंचमूली कषायस्य सकृष्णस्य निषेवणात् ॥
जीर्णज्वरः कफोद्भूतो विदधाति पलायनम् ॥ ९६ ॥

ઉપર શ્લોકમાં લખેલા (બૃહત્પંચમુળ)ના ઉકાળામાં પીપરનું ચુર્ણ નાખીને પીધાથી હાડકગીને નસાડેછે.

**સન્નિપાતનો તાવ, રાત દીવસમાં એક બે ત્રણ ચાર વખતે આવતો અથવા એકાતરો, ત્રિજો અને ચોથીઓ તથા હાડકગીના તાવ ઉપર.**

सठी शूंठी रेणु: सुरतरू रनंता बृहतिकाधन स्तिक्ता तिक्तं खलुनव भिरेभिर्विरचित:॥ कषाय: पीतोयं मधुकणाविमिश्र: शमयति त्रिदोषंनि: शेषं विषम मपिजीर्ण ज्वरमपि ॥ ९७ ॥

કચોરો, સુંઠ, પિતપાપડો, દેવદાર, ધમાસો, રીગણીમુળ, નાગરમોથ, કડું, કરીઆતું; એ નવ ઓષડોનો ઉકાળો કરી તેમાં મધ અને પીપરનું ચુર્ણ નાખીને પીવાથી મુળમાંથી તાવ જાયછે.

**એક વખતે અથવા એકાંતરા તાવ ઉપર.**

वासापटोल त्रिफला द्राक्षा शम्याक निंबज: ॥ समधु: सासित: क्वाथो हन्यादेका हिकंज्वरम् ॥ ९८ ॥

અડુશાના પાંત્રા, કડવું પંડોળું, હરડા, બેહડા, આમળા, કાળી-દરાખ, ગરમાળાનો ગર, કડવા લીંબડાની છાલ; એટલા ઓષડોના ઉકાળામાં ખડી શાકર અને મધ નાખી પીધાથી તાવ દુર થયાય.

**ઉપલા તાવ ઉપર ટુચકો.**

तन्वांगिगंगोत्तर तीर भूमौममारहा कोप्य सुतस्तपस्वी ॥ जलांजलिं तस्य तस्य कृते ददातुसैका हिक: स्याद्य दितेनुजन्या ॥ ९९ ॥

ઓ કોમળાંગી—જો તારો નહાનો ભાઇ એકાંતરા તાવે પીડાતો હોય તો, એક ટુચકો તને કહું છઉં કે કોઇએક વગર છોકરાનો નપેસરી ગંગાના ઉત્તર તીરે મરણ પામેલો હોય; તેની મરણ ક્રીયા તેણે કીધાથી એકાનતરા તાવના રોગથી છુટશે.

## બીજો જપ કરવાનો ટુચકો.

समुद्रस्योत्तरे तिरे द्विविदोनामवानरः ॥

तस्य स्मरण मात्रेण ज्वरोयाति दिगंतरं ॥ ६० ॥

ઉપલા શ્લોકનો એકશો આઠ વખતે દરરોજ જપ કરવાથી તાવ દુર થાય; એ પ્રમાણે ગ્રંથોમાં ઘણાક ટુચકા લખેલાછે; પણ આ પુસ્તકમાં દાખલ કરવાથી વધોપડે માટે લોલિંબરાજે લખ્યા નથી.

## ત્રણ વખતે અથવા ત્રિજે દિવસે આવતા તાવ ઉપર.

सशि शिरः सघनः समहौषधः सनलदः सकणः सपयोधरः ॥

समधु शर्कर एष कषाय कोजयतिबालमृगाक्षितृतीयकम् ॥ ६१ ॥

ઓ બાળ મૃગાક્ષી—લાલ ચંદન, ધાણા, સુંઠ, વાળો, પીપર, નાગરમોથ; એટલા ઓષડોના ઉકાળામાં મધ અને શાકર નાખી પીધાથી ફાયદો થાય.

## ચાર વખતના કે ચોથીયા તાવ ઉપર.

चांतुर्थिको गच्छाति रामठस्य घृतेन जीर्णेन युतस्य नस्यात् ॥

लीलावतीनां नवयौवनानां मुखावलोकादि वसाधुभाव : ॥ ६२ ॥

જુના ઘીમાં હિંગ ઘસીને નાકમાં ટીપા નાખ્યાથી ચોથે દિવસે આવતો તાવ અથવા રાત દીવસમાં ચાર વખતે તાવ આવતો જતો હોય તો જેવી રીતે ખુબસુરત જુવાન બૈરીનું મુખ જોઇ સાધુભાવ જાયછે તેમ દુર થાય

### બીજો ઉપાય.

अखंडित शरत्काल कला निधि समानने ॥

चातुर्थिकहरं नस्यं मुनिद्रु मदलांबुना ॥ ६३ ॥

ઓ શરત્કાલીન ચંદ્રાનને—અગથીયાના પાંત્રાનો રસ નાકમાં નાખવાથી ચતુરથિકિ તાવ જાયછે.

### ત્રિજો ઉપાય.

सूर दारु शिवा शिवा स्थिरा वृषविश्वैः क्वथितःकषायकः ॥

मधुनासि तयाच संयुतः परिपीतः शमये च्चतुर्थकम् ॥ ६४ ॥

દેવદાર, આંમળા, હરડે, શાગવણ, અડુંળસાના પાંત્રા, સુઠ; એટલાના ઉકાળામાં મધ અને ખડીશાકર નાખીને પીધાથી ચતુર્થિક તાવ સમાયછે.

### ચોથો ઉપાય.

सुरदारु शिवावृष विश्वशिवा स्थिरवारि श्रृतं सितयामधुना ॥

आपहंति चतुर्थ दिन प्रभवं ज्वरमाशु कुभृत्य इवाधि पतिम् ॥ ६५॥

દેવ, દેવદાર, હરડે, અડુશો, સુંઠ, આમલીનું મુળ, ચીરાયતું, પાણીમાં ઉકાળી તેમાં શાકર અને મધ મેળવી પીવાથી નદીના પ્રવાહની રીતે ચાર દિવસમાં દુર થાયછે.

## ટાહાડીયા તાવ ઉપર.

तक्रंत्र्युषण चुर्ण युक्त मथवा मद्दं हसांति सतिं तद्वल्कंबल रल्लकानथ कुथान् शीता तुरः शीलयेत् आलिंगे युरमुंहिमावंधि दृढं तारुण्य दर्पा लसाः काश्मीरा गरू लिप्त पीवर कुचाः कार्म कुरं गीदृश ॥ ६६॥

સુંઠ, મરી, પીપરનું ચુર્ણ છાસમાં ડોહી પીવાથી અથવા દારૂમાં પીવાથી તાવ જાય. શખ્ત અગ્નિનો શેક કીધાથી તાવ જાય. કામળો, શ્યાલ ઇત્યાદી ઉનનું ગર્મ અથવા રેશમી કાપડ હોડવાથી તાવ જાય. જે સ્ત્રિએ કેશર અગર ઇત્યાદી સુગંધીનો લેપ સ્તનોને કરેલો હોય; તેને તાવની થંડી ઉડીજાય ત્યાહસુધી આલીગણ એટલે ભેટવાથી ફાયદો થશે; પણ તેની સાથે સંગ કે મથુન કીધાથી નુકસાન થાય.

## બીજો ઉપાય.

शक्रा व्हदद्रुम्र विषा मृतानां निर्गुंडिका भृंग महौषधानां॥ क्षुद्रायवानी सहितः कषायः शीतज्वरारण्य हिरण्यरेताः ॥ ६७ ॥

ઇંદરજવ, તરવડ કે તીવરનો પાળો, અતલસની કળી, ગરોળ, નઘોડનો પાળો, ભાંગરાનો પાળો, સુંઠ, ડોરલીમુળ, અજમો; એટલાનો ઉકાળો પીધાથી જેમ અગ્નિ જંગલ બાળીનાખેછે તેમ ટહાડીઆ તાવને બાઇજાએચ.

### એકાતરો, બીજો, તિજો, ચોથીઆ તાવ ઉપર.

वाङ्माधुर्य जितामृते मृतलता लक्ष्मी शिवाभे शिवा विश्वा विश्वत्रे घनौ घनकुचे सिंहीच सिंहोदरि ॥ एभिः पंचभिरौषधै मधु कणायुक्तः कषायः कृतः पीतश्चेद्विषमज्वरः किमुतदातन्वं गिनक्षियते ॥ ६८ अस्मिन्नर्थे तातचरणाः ॥ लोलिंवराज पिता दिवाकरः ॥ सनागरायाः सपयोधरायाः ससिंहिकायाः सगुडूचिकायाः ॥ धात्र्याःकषायो मधुना विमिश्रः कणा विमिश्रो मधुना ज्वरघ्नः ॥ ६९ ॥

ઓ સિંહોદરી—ગરોળ, આમળા, સુંઠ, નાગરમોથ, ડોરલીમુળ; એટલાના ઉકાળામાં મધ અને પીપરનું ચુરણ નાખી પીધાથી વિષમજ્વર ક્ષીણ થનાર નહી કે શું? આ શ્લોકનો અર્થ લોલિંબ-રાજના બાપ દીવાકરે કીધોછે.

### શખ્ત વાયુ તથા વિષમજવર ઉપર.

नान्यानि मान्यानि किमौषधानि परंतु कांते नरसोन कलकात् ॥ तैलनयुक्ता दपरः प्रयोगो महासमिरे विषमज्वरेच ॥ ७० ॥

ઓ કાંતે—મહા વાયુના રોગ અને વિષમજવર લશણની ચટણીમાં તલનું તેલ મેળવી ચાટવા જેવો સારો ઉપાય બીજો નથી.

### એકાંતરા, તીજા તથા ચોથીયા તાવ ઉપર.

भवति विषहंत्री चतकी क्षौ द्रयुक्ता भवति विषम हंत्री पिप्पली वर्धमाना ॥ विषम रुजमजाजी हंति युक्ता गुडेन प्रशमययाति तथाग्र्या सेव्यमाना गुडेन ॥ ७१ ॥

૧ હરડેનું ચુર્ણ મધમાં આપવું. ૨ વરધમાન પીપરનો ઉકાળો કરી-ને આપવો. ૩ જીરૂ અને તેથી બમણો જુનો ગોળ મેળવીને ગોળી ખાવી. ૪ હરડે, બેહડા, આમળાના ચુર્ણમાં ગોળ મેળવી તેની ગોળી ખાવી. એ ચાર ઉપાય વિષમજ્વરનો નાશ કરેછે.

## વિષમજવર ઉપર બીજો ઉપાય.

स्वकांति जित रोचनेच पललोचने मालति प्रसून निकर स्फुर त्कवरि पंचवक्रो दरि ॥ पटोल कटु रोहिणी मधुकचेतको मुस्तकप्र कल्पित कषायका विषम माशूजे जीयते ॥ ७२ ॥

ઓ ચપળ લોચની—કડવું પંડોળું, કડુ, જેઠીમધ, હરડે, નાગરમોથનો ઉકાળો પીવાથી વિષમજ્વર તાકીદે જાયછે.

## ઘણા દિવસના વિષવજવર ઉપર.

किमु भ्रमयासि प्रिये कुवलयं कराभ्या मिदं मदीय वचनं सुधारस समं समाकर्णय ॥ पुराण विषमज्वरे कुलक निंब सिंहींद्रजा मृता कृत कषायको मधु युतो वरी वर्तते ॥ ७३ ॥

ઓ પ્રિયે—હાથમાના કમળો શ્યા માટે ફેરવેચ ? અમૃત જેવા મહારા વાક્ય સાંભળ. ઘણા જુના વિષમજ્વર ઉપર કડવું પંડોળું, કડવા લિંબડાની છાલ અથવા તેની સળીઓ, ડોરલીમુળ, ઈંદર-જવ, ગરોળના ઉકાળામાં મધ નાખીને પીવાથી ઘણો ગુણ પડેછે.

## બીજો ઉપાય.

यो भजेत्समधु श्यामांहे हेम कलश स्तानि ॥ विषमेषु
व्यथा स्तस्य न भवंति कदाचन ॥ ७४ ॥

ઓ હેમ કમગાશ સ્તની—જે પુરૂષ કાળીકા દેવીની આરાધના કરીને મધુપાન કરેછે, તેને શંકટની વખતે કંઇપણ પીડા થતી નથી. જે પુરૂષ દારૂનો અને જુવાન સ્ત્રિનો ઉપભોગ કરેછે, તેને મદનની પીડા કદી થતી નથી. તેમ પીપર અથવા નિશોતરનું ચુર્ણ મધમાં મેળવી ચાટવાથી વિષમજ્વરની પીડા કદાપી થતી નથી.

## તીજો ઉપાય.

क्षणमपि चलतां जहीहि मुग्धे शृणु वचनं मम तन्वि सावधाना ॥
वसति शिरासि मेघनाद मूले व्रजाति तरां विषमो विशालदृष्टे ॥ ७५ ॥

ઓ મુગ્ધા પગવાર ચંચળતા છોડી સ્વસ્થપણે મહારા વાકય સાંભળ. તાંદળજાની ભાજીના મુળીયાં બાશીને વરાળીયા મસ્તકે બાંધવાથી વિષમજ્વર નહાસી જાયછે.

## ચોથો ઉપાય.

विषम मपहरत्य सौ कषायो मधु मधुरो मधुरा मृता शिवानाम् ॥
अह मिवतव कामिनि प्रकोपं चरण सरोरुहयो र्लुठन्हटेन ॥ ७६ ॥

જેવી રીતે મહારા કાળાવાલાથી તારી રીશ જાયછે. તેમ—કડવા બિંબડાની છાલ, ગરોળ, આંમળાના ઉકાળામાં મધ મેળવી પાધાથી વિષમજ્વર જતો રહેછે.

## પાંચમો ઉપાય.

अत्रले कृत काम बनेत्वल हृक्कमले कमला तनुरत्नकले ॥
अमृता ब्द शिवं मधु माद्विषये विषमे षु विलास रते सूतनु ॥ ७७ ॥

નાગરમોથ, ગરોળ, આંમળાના ઉકાળામાં મધ મેળવી પીધાથી વિષમજ્વર જાયછે.

## તાવ ઉપર ધુરીનો ઉપાય.

अयिकुशाग्र समान मते मते माति मता मतिमन्मथ मंथरे ॥
ज्वर हरं रू गरिष्ठ शिवा वचाय वह विर्जतु सर्ष प धूपनम् ॥७८॥

એ કુશાગ્ર બુધ્ધે—કોઠ, લીંબડાના પાંત્રા, હરડે, ઘોડાવજ, જવ, ઘી, લાખ, સફેદ રાઈ; એટલા ઓષડો અગ્નિ ઉપર બાળી તેના ધુમાડાની રોગીને ધુણી આપેથી સર્વે તાવ જાય.

## ગએલો તાવ પાછો આવે તેનો ઉપાય.

तिक्तो शिर बला धान्य पर्पटांभो धरैः कृतः ॥
काथः पुनः समायातं ज्वरं शिघ्रं निवारयेत् ॥ ७९ ॥

કડું, વાળો, ચિકણીમુળ, ધાણા, પિત્તપાપડો, નાગરમોથનો ઉકાળો પીધાથી ફરી આવેલો તાવ જશે.

## વિષમજવર, ક્ષય, આથા અને પાસલાનો શુળ, અરૂચી, મુર્છા, શોષ અને સાંધાનો ઉગણવાયુ ઉપર.

गोपिंडया मल कीस्थि राम गधजा तिक्ता पयः पालिनि द्राक्षा श्रीफल धावनी हिम विषा मुस्तेंद्रजैः साधितम् ॥ स्या दाज्यं विषम-

ज्वर क्षय शिरःपार्श्व व्यथा रोचक छार्दि शोष हलिमक प्रशमनं लीलालता मंजरि ॥ ८० ॥

એ લીલાવતી—ઉપળસરી, ભોયઆંમળા, આંમળા, સાળવણુ, પીપર, કડુ, વાળો, તેડ, કાલી દરાખ, બીલફળ, રીંગણીમુળ, રંતાજળી, અતળસની કળી, નાગરમોથ, ઇંદરજવ; એટલા ઓષધોને ઉકાળતાં ચોથો ભાગ રહયાથી, તેટલું તેમાં ઘી નાખીને ફરી ઉકાળવું, પાણી બળયાથી ફકત ઘી રેહે તેમાંથી બે તોલા સુધી પીવું અને શરીરે ચોળવું એટલે ઉપલા રોગ નિસચે જાયછે.

## આઠ પ્રકારના તાવ ઊપર.

चल दल तरूसेवा होम मंत्र स्त्रि नेत्र द्विज जन गुरू पुजा कृष्ण नाम्नां सहस्त्रम् ॥ मणि धृति रपि दाना न्याशिष स्तापसानां सकल मिद मरिष्टं स्पष्ट मष्ट ज्वराणाम् ॥ ८१ ॥

પિપળાના ફેરા, હોમ, મંત્રજપ, શિવ, બ્રામણ, ગુરૂની પુજા, વિશ્નું સહસ્ત્રનામ, નડતા ગ્રહોના મણી પેહેરવા. તપેસરીના આસરવાદ ઇત્યાદિ ઉપાએ તાવની શાંતિ થાયછે.

## બીજા ઉપાય.

चल दल तरू सेवा विप्र देवार्चनंच ग्रहभजन मजस्त्रं विष्णु नाम्नां सहस्त्रम् ॥ हराति सुमणि मंत्रा धारणं चौषधीनां सकल मिद मरिष्टं स्पष्ट मष्ट ज्वराणाम् ॥ ८२ ॥

વડ, પીપળાના ફેરા, બ્રાહ્મણ અને ઇષ્ટદેવની પુજા, ગ્રહોની પુજા, ગ્રહોના મંત્રનો જપ, શિવ વિષ્ણુની પુજા અને સહસ્ત્રનામ, ગ્રહોના મણી પેહેરવા, અને સર્વે ઓષડોનો ઉપયોગ કરવાથી તાવ જાય.

**તાવના રોગીએ સાંઝના ભોજન કરવા વિશે.**

आयि रत्न कले कल्यानिधे कुशले कोकिल कोमल ज्वरे ॥ ज्वरवान ज्वर वर्जितो थवा लघु कुर्या दशनं दिनात्यये ॥ ८३ ॥

એ રતનકળા—તાવવાળો રોગી હોય અથવા જેનો તાવ ગએલો હોય તેવા રોગીએ સાંઝના કલાક પાંચને અમલે મગ કે ચોખાનું હલકું ભોજન ભાજીપાલા સાથે કરવું.

---

ज्वरातिसार चिकितसा.

**તાવ સાથે અતિસારના ઝાડા ઉપર.**

अमृता ति तिषा सूर राज्ञ यव स्तन यित्नु किरात कवि श्वपयः॥ अतिसार हरं ज्वरनाश करं शृणु निर्जित निर्जर कुंभकुचे ॥ ८४ ॥

ગરોળ, અતળસની કળી, ઇંદરજવ, નાગરમોથ, કરીઆતું, સુંઠનો ઉકાળો પીવાથી ફાયદો થાય.

**બળતર, શોષ, ઉલટી, ઝાડા સાથે તાવ.**

शीतो शिरक युग्म वत्सर वृकी पद्माव्ह धान्या मृता भू निंबां बुदबाल बिल्वक विषा विश्वौषधैः साधितः ॥ काथो माक्षिक शाक्षिको विजयते ह्ल्लास तृष्णया वामि दाहा रोचक संघ भंग चतुरः सर्वातिसार ज्वरान् ॥ ८५ ॥

રંતાનજળી, સફેદ વાળો, કાળો વાળો, કુડાની છાલ અથવા ઇંદરજવ, પહાડમુળ, પદ્મકાષ્ટ, ધાણા, ગરોળ, કરીઆતું, નાગરમોથ, બીલફળ, અતળસની કળી, સુંઠ; એટલા ઓષડોના ઉકાળામાં મધ મેળવીને પીધાથી ઉપલા રોગો તાકીદે દુર થાય.

**તાવ, ઝાડા, ઉલટી, ખાંસી, દમ, શુળરોગ ઉપર.**

पंचांघ्रि वृक्यब्द बलेंद्र बिज त्वक्सेव्य तिक्ता मृत विश्व बिल्वैः ॥

ज्वरातिसारा न्सवामि न्सकामा न्सश्वास शूलानू शमयं त्कषायः ॥८६ ॥

कफाधिकेवा पवना धिकेवा द्वयाधि केवा गुरू पंच मुलम् ॥ पित्ताधिकेस्या लघु पंचमूलं पुनः पुनः पृच्छसि किं मृगाक्षि ॥ ८७ ॥

બીળમુળ, શિવણમુળ, ટાકલીમુળ, ટેંડુમુળ, પાડલમુળ, એ મોટા પંચમુળ તથા પહાડમુળ, એખરો, ઇંદરજવ, કુડાની છાલ, વાળો, કડું, ગરોળ, સુંઠ, બીલફળ; એટલાનો ઉકાળો પીવો.

ઓ મૃગાક્ષિ ઘડી ઘડી શું પુછેચ? કફ અથવા વાયું અગર બેહુનો કોપ હોય તો ઉપલા મોટા પંચમુળનો ઉકાળો આપવો; પણ પિત્તનો કોપ હોય તો લઘુ પંચમુળનો ઉકાળો આપવો.

**સોઝા સાથે તાવ અને ઝાડા ઉપર.**

सदेव दारूः सविषः सपाठः सजंतु शत्रुः सघनः सतीक्ष्णः ॥

सवत्सकः क्वाथ ऊदाहृतोयं शोफाति सारां बुधि कुंभजनमः ॥८८॥

દેવદાર, અતલસની કળી, પહાડમુળ, વાવડિંગ, નાગરમોથ, મરી, કુડાની છાલ; એટલાનો ઉકાળો પીધાથી જેમ અગસ્થ રૂષીએ સમુદ્રનું શોષણ કીધું હતું, તેમ અતિસારાદિ રોગનું શોષણ થાય.

## તાવ અને ઝાડાની સર્વે પીડા ઉપર.

अयि प्रिये प्रीति भृतां मुरारी किंवा लकश्री धन धान्य विश्वैः ॥
यस्याप्यती सार रूजोन तस्य किंवा लकश्री धन धान्य विश्वैः ॥८९॥

ઓ પ્રિયે—ભગવત ભક્તોના વાલી; કે જેને લક્ષમી, પરજન્ય લોકની ગરજ નથી. પણ અતિસારના પીડાયલા રોગીને, વાળો, બીલફળ, નાગરમોથ, ધાણા, સુંઠ; નો ઉકાળો આપવાથી જરૂર ફાયદો થશે કેમકે તેને ધાન્ય પંચક કહેછે

## પિત્તના તાવ અને ઝાડા ઉપર.

पित्ताति सारो धान्यांबु बिलवा ब्दानां निरूध्यते ॥
केनात्र जायते कर्ता पंडितेन त्वया विना ॥ ९० ॥

ધાણા, વાળો, બીલફળ, નાગરમોથનો ઉકાળો પીવાથી ફાયદો થશે.

## શખ્ત અતિસાર અને તાવ ઉપર.

इंद्रज मेघ मदा कुसूम श्री लोध्र महौषध मोच रसानां ॥
चुर्ण मिदं गुडतक्र निपीतं हंत्य चिरा दतिसार मुदारं ॥ ९१ ॥

ઇંદરજવ, નાગરમોથ, ધાવઠીના ફુલ, બીલફળ, લોધર, સુંઠ, સાવરીનો ગુંદર એટલા ઓષડોનાં ચુર્ણમાં ગોળ મેળવી છાસમાં ડોહી પીધાથી અતિસાર તરત દુર થાયછે.

## તાવ સાથેના અતી ભયંકર ઝાડા ઉપર.

कल्याणिकांच नलता ललितां ग यष्टे तांबुल शालि लपने ललने

शृणुत्वम् ॥ शूठी मदा कुसूम मोचरसाजमोदा स्तक्रा न्विता: प्रशमयं त्यतिसार सारम् ॥ ९२ ॥

એ કલ્યાણી—સુંઠ, ધાવડીના ફુલ, અજમો; એટલાનું ચુર્ણ છાસમાં ડોહી પીવાથી ફાયદો થશે.

### તાવ અને ઝાડા બંધ થઈ ભુખ ઉઘડવા ઉપર.

अतिसार प्रशमनी चित्र पत्रक शोभिता ॥
वृद्धिदा तनु वन्हेश्च श्यामा श्यामेव राजते ॥ ९३ ॥

ચિત્રકમુળ, તમાલપત્ર; એ બેહુનું ચુર્ણ છાસમાં ડોહી પીધાથી ફાયદો થશે.

### તાવ અને લોહી ઝાડાનો રકતાતિસાર.

बाले बाल लता प्रवाल लतिका कारांघ्रि हस्ता घरे मल्हि माल्य लसत्कुच क्षितिधरे रत्नोज्वल न्मेखले ॥ चंचत्कुंडल मंडले विजयत रक्ताम शूलान्वितातीसारं कुटजाब्द बिल्वक विषोदिच्यै : कषाय: कृत ॥ ९४ ॥

એ બાળેવેશ—કુડાની છાલ, નાગરમોથ, બીલફળ, અતલસની કળી, અને વાળાનો ઉકાળો પીવાથી લોહી સાથે આમશુળ સહીત અતિસાર અને તાવને જીતેછે.

### જુના અતિસાર અને તાવ ઉપર.

धातकया मल्की पयोधर वृकी कट्वंग यष्टी मधु श्री जंब्वाम्र

फलास्थि नागराविषा हीवेररोध्रेंद्रजे : ॥ तुल्यांशं विहितं सतंदुल जलं गंगाधरारव्यं महच्चूर्ण तूर्ण मपा करोति सकलं जीर्णं सारं परम् ॥९५

ધાવડીના ફુલ, આંમળા, નાગરમોથ, પહાડમુળ, ઈંદ્રજુળ, જેઠીમધ, બીલફળ, જાંબુનો ઠળીઓ, આંબાની ગોટલી, સુંઠ, અતળસની કળી, વાળા, લોધર; એટલાં ઓષડો સરખે વજને લઈ તેનું ચુર્ણ તોલા ૦। થી ০॥ ચોખા બાફીને તેના ઓશામણમાં ડોહી પીધાથી ઉપલો રોગ દુર થાય

## તાવ સાથે લોહી ઝાડા ઉપર.

अयि कंदुक निंदुक स्तनि प्रमदा रूप मदा पहारिणि॥ रुधिरातिसृतौ कषायकः समधु दाडिमवत्सकत्वचः ॥ ९६ ॥

એ: પ્રેમદા—લોહી ઝાડાસાથે તાવ ઉપર દાડમની છાલ. અને કુડાની છાલના ઉકાળામાં મધ મેળવીને પીધાથી તુરત ગુણ પડેછે.

## તાવ, લોહી ઝાડો, શોષ, તલખી, મુર્છા ઉપર.

चंदनं विमल तंदुलां बुना संयुतं सितान्वितं ॥
तद्विखंडन मसृग्वि खंडनं खंडनं प्रचुर दाह मोहयोः ॥ ९७ ॥

રતાનજળીને બાફેલા ચોખાના નિર્મળ ઓશામણમાં ઘસીને તેમાં ખડી શાકર અથવા મધ મેળવી પીધાથી ઉપલા રોગ દુર થાય.

## તાવ, શુળ સાથે લોહી ઝાડો, પાંસળાના શુળ ઈત્યાદી રોગો ઉપર.

कुक्षि शूलाम शूलघ्नं विबंधा स्राति सारजित् ॥ सेवेत सगुडं बिल्वं बिल्व तुल्य पयोधरे ॥ ९८ ॥

બીલફળનું ચુર્ણ ગોળ સાથે મેળવી ખાવાથી રોગો દુર થાય.

**તૃષા, ખાશી, દમ, તાવ, સોઝો, મુર્છા, હેડકી, અન્નદ્વેશ, ઉલટી, શુળ રોગ ઉપર.**

तृट् कास श्वास ज्वर शोथ मूर्छा हिक्कान्न विद्वेषण वांतिशूलैः ॥ युक्तोत्ति शारी स्मरतु प्रसह्य गोविंद गोपाल गदाधरेति ॥ ९९ ॥

ઉપલા રોગે જે દુઃખી હોય તેણે હે ગોવીંદ, હે ગોપાળ, હે ગદાધર ઈત્યાદી ઇશ્વરનામનું સ્મરણ નિરંતર કરવું, કેમકે એવા અસાધ્ય રોગીને ઈશ્વર સ્મરણ જેવો બીજો ઉપાય સારો નથી.

**જુનો અત્તિસાર, લોહી સાથે શપ્ન આમશુળ ઉપર.**

जातीफलं नागर सर्पफेनौ खर्जूफलं भिन्न मिदंच नित्यम् ॥ योज्यं द्विनिष्कंच करीषजाता दरण्य जाद्भस्म समंच सर्वैः ॥ १०० ॥ निष्कार्ध मात्रं भिषजा प्रयोज्यं द्विवारमेत च्छुभ दंडु लोदकैः ॥ जीर्णाति सारे रूधिरा मयुक्ते हितः सशूले बहुवेग युक्ते ॥ १०१ ॥

જાયફળ, સુંઠ, અફીણ, ખારેક; એ ચારે જણસો અરધો અરધો તોલો અને જંગલી છાણાની રાખ બે તોલા એકઠી ખલીને ચુર્ણ કરવું તેમાંથી પાંચ વાલ સુધી ચોખાના ઓશામણમાં ડોહી સહવાર અને સાંઝ પાવાથી ઉપલા રોગો દુર થાય.

---

## संग्रहणी चिकितसा. ઝાડાની પરીક્ષા.

ઉપલા રોગીને મુખ્ય કરી ભુખ બેસીજાઇ કોઠાની અગ્નિ મંદ પડેછે, માટે તેની ભુખ ઉઘડવાને દીપન પાચન ઓષડો આપવા પ્રથમ લખેલાછે.

यवानि नागरो शिर धनिकाति विषाधनेः ॥

बाल बिल्व द्रिपर्णाभि दींपनं पाचनं भवेत् ॥ १०२ ॥

અજમો, સુંઠ, વાળો, ધાણા, અતસની કળી, નાગરમોથ, બીલફળ, શાળવણ અને પીઠવણનું ચુર્ણ દરરોજ ૦। તોલાને આસરે ભોજન કીધા પછી ખાવું, એટલે ખાધેલું પાચન થાય.

### હરશ, ઝાડા, પેટમાં ચડતા ગોળા ઉપર.

पुनर्ननवा वाक्लिजबाण पुंरवा विश्वाग्नि पथ्या चिर बिल्व बिल्वैः ॥ कृतः कषायः शमयेद शेषा न्दुर्नाम गुल्म ग्रहणी विकारान् ॥ १०३

શાટોડીના મુળ, મરી, કાળો કેરટો, સુંઠ, ચિત્રકમુળ, હરડે, કરંજની છાલ, બીલફળ; એટલાનો ઉકાળો પીવાથી ફાયદો થશે.

### કોઠાની મંદાગ્નિ, કલેજાનો, આમવાયુ, ઝાડા ઉપર.

शुंठि छिन्नरुहा विषाजलधरै स्तकल्यैः कषायः कृतो मंदाग्नौ ग्रहणि गदोपि सततं सामानु बंधेहितः ॥ शूंठि कल्क शृतं घृतंपपिबतः प्लीहाम वाता पहं स्याद्वायो स्नुलोमनं ग्रहणिका वेगेनजं गम्यते ॥ १०४ ॥

સુંઠ, અતલસની કળી, ગરોળ, નાગરમોથ; સરખા વજને લઇ ઉકાળો પીવાથી મંદાગ્નિ, ઝાડા, અને આમવાયુનો રોગ જશે.

પેટમાં જમણી બાજુએ કલેજાની કોથલીછે તેને કવળું કેહેછે, તેના દુઃખાવા ઉપર સુંઠનું ચુર્ણ તોલા ૪ માં સોલ તોલા પાણી ઉકાળવું; પાણી બળતાં ૪ તોલા રેહે એટલે ચાર તોલા ઘી નાખી ફરી ઉકાળવું, ફક્ત ઘી રેહે તે એકેક તોલો પીવાથી રોગ દુરથાય.

### સંગ્રહણી, અતિસારનાં ભેદપ્રવાહિકાનો ઝાડો, લોહી ઝાડો, ઝાડા માર્ગે પીડા, હરશ ઉપર.

पाठा विषा कुटज वृक्ष फलत्व गब्द तिक्ता मदार सज नागर त्रिल्व चुर्णम् ॥ सक्षौद्र तंडुल जलं ग्रहणी प्रभाव रक्त प्रवाह गुदरु ग्गुदजेषु दद्यात् ॥ १०९ ॥

પહાડમુળ, અતલસની કળી, ઇંદરજવ, કુડાની છાલ, નાગરમોથ, કડુ, ધાવડીના ફુલ, આંબાહળદને બકરીના દુધમાં રાંધેલી, સુંઠ, બીલફળ; એટલાનું ચુર્ણ તેને પાઠાદય કેહેછે, તેમાંથી ચુર્ણ બાફેલા ચોખાના ઓશામણ અને મધમાં ડોહીને પીવાથી ઉપલો રોગ દુરથાય.

### શરીર પીળુ થવાનો પાંડુરોગ,,તાવ, અતિસારના ઝાડા, અરૂચી, કમળો, સંગ્રહણીના ઝાડા, પેટમાં ચઢતોગોળો, પરમા ઉપર.

तुल्यांशं सकलं किरात कटुका मुस्तेंद्रज त्र्यूषणं भागा श्चंद्रकला मिताः कुटजतो भागद्वयं चित्रकात् ॥चूर्ण रत्न कला मि धंगुडपयो

युक्तंच पांडुज्वरा तिसारा रूचिकामला ग्रहणिका गुल्म प्रमेहा पहम् ॥ १०६ ॥

કરીઆતું. કડુ, નાગરમોથ, ઇંદરજવ, સુંઠ, મરી, પીપર; એટલી જણસ એકેક ભાગ; કુડાની છાલ સોલભાગ; ચીત્રકમુળ બે ભાગ; મેળવી ચુર્ણ કરવું, તેને રત્નકળાખ્ય ચુર્ણ કેહેછે. તેમાંથી ચુર્ણ અને તેથી બમણા વજને ગોળ તથા તેના ચોમણા વજને પાણીમાં ડોહી પીવાથી ઉપલા રોગ દુર થાય.

**પેટમાં ચડતો ગોળો, ઝાડા, આમવાયુ, હરસ ઉપર.**

अजा जिका हिंगु पटु त्रयाणां क्षार द्वयग्रंथि पटुत्रयाणाम्॥ चव्या जमोदा मिशि चित्रकाणां चुर्णं समांशं विदधीत धीमान् ॥ १०७॥ कोष्णां बुना कोल रसेन युक्तं तक्रा न्वितं कांजिक मिश्रितंवा ॥ पेपिय मानं सूखदं नृणांस्या द्गुल्मग्रहण्याम गुदां कुरेषु ॥ १०८ ॥

જીરૂ, સેકેલી હીંગ, સિંધાલુણ, સંચળખાર, બીડખાર, જવખાર, સાજીખાર, પિપળીમુળ, સુંઠ, મરી, પીપર, ચવક, અજમો, વરીઆળી, ચિત્રકમુળ; એ સર્વેનું સરખે વજને ચુર્ણ કરી તેમાંથી દર વખતે ०। તોલાને આસરે ગર્મ પાણી અથવા બોરડીની છાલના ઉકાળામાં, અગર છાસમાં ડોહી પીધાથી ઉપલા રોગ દુર થાય.

**બીજો ઊપાય.**

क्षार द्वंद्व पटु त्रिक त्रिकटु कैश्चव्याजमोदा नलैः कृष्णा मुलक हिंगु जीरक मिशी भिस्तुल्यै र्विधयं रजः॥ पीतं कोष्ण जले नकोल

पयसा तक्रेण वान्योषधा दक्षु द्रुल्म गुदांकुर ग्रहणि षु प्राय: प्रियं प्रेयासि ॥ १०९ ॥

જવખાર, સાજીખાર, કડવું પંડોલું, પીપર, મરી, સુંઠ, ચવક, અજમો, પીપળીમુળ, સેકેલી હીંગ, જીરૂ, વરીઆળી; એટલાનું ચુર્ણ કરી તેમાંથી ૦। તોલા સુધી ગર્મ પાણીમાં, અથવા બોરડીની છાલના ઉકાળામાં કે, ગર્મ પડે તો છાસમાં ડોહી પીધાથી ઉપલા રોગ દુરથાય.

**કફ વાયુકોપની સંગ્રહણી ઊપર.**

द्विक्षार षट् कटु पटु व्रज हिंगु दीप्यै: स्यातसार लुंग वदरे कर सेन युक्त: ॥ श्लेष्मा निल ग्रहणिका सु गुड: प्रशस्तो नक्षत्र मुख्य मुखि दीपन पाचनोलं ॥ ११० ॥

આ ચંદ્રમુખી—સાજીખાર, જવખાર, સુંઠ, મરી, પીપર, ચીત્રક, ચવક, પિપલીમુળ, સિંધાળુંણ, સંચલ, બીડખાર, મીઠું, બાગડખાર, હીંગ, અજમો; એટલા ઓષડોનું ચુર્ણને દાડમના કે બીજોરાના રસમાં અથવા બોરડીની છાલના ઉકાળામાં ગોળીઓ બાંધવી. તે ખાવાથી કફ અને વાયુનો ઝાડો બંધથઇ ભુખ વધારેછે.

**શખ્ત સંગ્રહણીના ઝાડા ઊપર.**

चुर्णं चित्रक चव्य श्री विश्व भेषज निर्मितम् ॥ तक्रेण सहितं हंति ग्रहणीं दुख कारिणीम् ॥ १११ ॥

ચિત્રક મુળ, ચવક, બીલફળ, સુંઠનું ચુર્ણ દરરોજ છાસમાં ડોહી પીધાથી શખ્ત દુઃખ દેનાર સંગ્રહણીના ઝાડા થતા બંધ થાયછે.

### ઝાડા, પેટના રોગ, ગોળાનો, હરશ, ભુખ બેસીજવાનો, ડાભા પડખાના રોગ ઉપર.

रूच कार्ग्नि मरिचानां चूर्णं तक्रेण सेवितम् ॥ ग्रहण्युदर गुल्मार्शः क्षुन्मांद्य प्लिह नाशनम् ॥ ११२ ॥

સંચલ, ચિત્રકમુળ, મરી; ત્રણેનું ચુર્ણ છાસમાં ડોહો પીધાથી ઉપલા સર્વે રોગ દુર થાય.

### લોહી સાથે આમના સંગ્રહણી ઉપર.

आजं पयो जलधरेंद्र जवाल विल्व हीवेर मोचरस कल्क युतं विपक्कं ॥ आमानु वंध सहितं रूधिरान्वितंच सद्योनि हंति ग्रहणि ग्रहणी विकारम् ॥ ११३ ॥

નાગરમોથ, ઇંદરજવ, બીલફળ, વાળો, સાવરીનો ગુંદર; ની ચટણી વાટી તેથી આઠઘણું બકરીનું દુધ. તેથી ચોગણું પાણી મેળવી રાંધવું. પાણી બાલીને દુધ પીધાથી રોગ દુર થાય.

---

### કાસ શ્વાસ ચિકીત્સા—ખાંશી અને દમ ઉપર.

अतः परं कोमल वाणि कास श्वास प्रतीकार मुदीरयाम : ॥ निहांति कासं गुरू पंचमुली कृतः कषायः श्वपला सहायः ॥ ११४ ॥

એ મધુર ભાષણી—લઘુ પંચમુળમાં રીંગણીમુળ, ડોરલામુળ, શાળવણ, પીઠવણ, ગોખરૂનો ઉકાળો કરી તેમાં પીપરનું ચુર્ણ નાખી પીધાથી રોગ જશે.

## બીજો ઉપાય.

घन विश्व शिवा गुडजा गुटिका त्रिदिनं वदनांबुज मध्यधृता ॥
हराति श्वसनं कसनं ललने ललने वहि मंद्दयोप गता ॥ ११९ ॥

નાગરમોથ, સુંઠ. હરડે; એટલા ઓષડોનું ચુર્ણ કરી તેથી બેવડો ગોળ મેળવી બોરના ઠળીઆ જેટલી ગોળી કરવી. તેમાંથી એક મોહમાં રાખેથી ત્રણ દીવસે ફાયદો થાય.

## ત્રીજો ઉપાય.

आजस्य मूत्रस्य शतंपलानां शतं पलानांच कलि द्रुमस्य ॥
पक्कं समध्वा शुनिर्हंति कासं श्वासंच तद्वत सबलं बलासं ॥११६॥

બકરીનુંમુત્ર ૪૦૦ તોલા, બેહેડાનું ચુર્ણ ૪૦૦ તોલા મેળવી રાંધવું. મુત્ર બળીને પાક થાય તેમાંથી ત્રણદિવસ ખાવાથી ઉપલો રોગજાયછે.

## ખાંશી, હરશ, તાવ, સળકમ, ગોળો, ક્ષય ઉપર.

आर्द्रा दर्ध तुला गुडा दपि तथा र्हाम्रंच कुस्तुंबरी ॥ दीप्या योज रण त्रिजात जलदा देत त्पचेद्युक्तितः ॥ लेहो रत्न कले तवैव कथितः प्राण प्रिया यामया कासाशोंज्वर पीनस श्त्रय थुरुक गुल्म क्षय ध्वंसन ॥ ११७ ॥

આદુ અને ગોળ બસો બસો તોલા; ધાણા, અજમો, લોહભસ્મ, જીરૂં, તજ, જાવંત્રી, એલચી, નાગરમોથ; એ નવ જણસો બબે તોલા લઇ સર્વેથી ચોમણા વજને પાણી નાખી ઉકાળવું પાણી બળવાથી પાક થશે. તેમાંથી દરરોજ ખાવું. આ રત્નકળાવંતી,

તું મને પ્રાણથી વધારે પ્રિયછે, માટે આ આર્દ્રકાવલેહપાક તને હું બતાવું છઉં તેથી ઉપલા રોગનો જરૂર નાશ થાયછે.

## ખાંશી, દમ ઉપર.

रास्ना बला पद्मक देवदारू फलत्रिक त्र्यूषण वेल्लचूर्ण ॥ चिंतामणिः क्षौद्रयुतो पपन्नः श्वासांश्च कासांश्च निराकरोति ॥ ११८ ॥

ચિંતામણી ચુરણમાં રાસ્ના, ચિકણામુળ, પદ્મકાષ્ટ, દેવદાર, હરડે, બેહડા, આંમળા, સુંઠ, મરી, પીપર, વાવડિંગ; એટલાનું ચુરણ મધ અને ઘીમાં કાલવીને ચાટવાથી ફાયદો થાયછે.

## શાખ્ત દમ ઉપર.

वासा हरिद्रा धानिका गुडूची भार्गी कणा नागर रिंगणीनाम् ॥ क्काथेन मारीच रजोन्वितेन श्वासः क्षयं यातिन कस्यपुंसः ॥११९॥

અડુંલસો, હળદ, ધાણા, ગુળવેલ, ભારંગમુળ, પીપર, સુંઠ, રીંગણીમુળ; એટલા ઓષડોનો ઉકાળો કરી તેમાં મરીનું ચુરણ ત્રણવાલ મેળવીને પીવાથી સર્વેનો દમ બેસશે.

## એક પહોરમાં ખાંશી બંધ થશે,

तुल्या लवंग मरिचा क्षफल त्वचः स्युः सर्वैः समोनि गदितः खदिरस्य सारः ॥ बब्बुल वल्कल कषाय जुषंच तुर्णां लसा न्निहंतिं वटिका घटिकाष्टकांतेः ॥ १२० ॥

લવંગાદિ ગુટિકામાં લવંગ, મરી, બેહેડા; એટલા ઓષડોનું ચુરણ સરખે ભાગે કરી, તેને બેર અને બાવળની છાલના ઉકાળાના સાત પુટ આપી સુકવવું. છેહલો પુટ આપી વટાણા જેટલી ગોળીઓ બાંધી મોહમાં એકેક રાખી રસ ગળવાથી ખાંસી તુરત બંધ થશે.

## સલકમ, આંખના રોગ, કાંતિનાશ, હુઈઆનો રોગ, ઝાડા, ભુખ બેસીજવાનો રોગ, ખાંસી, દમ ઉપર

वातं निर्दलय न्कफं कवलय न्नुन्मूल यन्पीनसं दृष्टि निर्मलय न्प्रभां प्रबलय न्हृद्रोग मुत्सारयन् ॥ निःशेषं जठरा मयं प्रशम यन्नुदिपय न्पावकं कास श्वास निरासभा धनमसौ विश्वा कषायः स्मृत : ॥ १२१ ॥

ઓ સુંદરી—સુંઠનો ઉકાળો પીધાથી વાયુ, કફ, ઇત્યાદી ઉપલા રોગ દુર થાયછે.

## ઉપલા રોગ વિશે બીજો ઉપાય.

रूपं कीदृक् कमल वदने नुःपुरसौ गिरे स्यात्संबुद्धिःका मधुर वचने काग्नि बीजस्य पष्ठी ॥ कस्यक्काथः असन शमनो वल्भे नेति पृष्टा विद्वद्वृंद्या द्रुतम विदत्सोत्तरं नागरस्य ॥ १२२ ॥

ઓ કમળવદને—સુંઠનો ઉકાળો પીધાથી રૂપ અને શબ્દોનું સંબોધન કેહેવું થાય ? ખુબસુરત સરખું રૂપ, સંબુદ્ધિ, મધુર ભાષણ થાય, કેમકે તેમાં અંતર્લાપીકા ગુણછે.

## ખાંસી, દમ ઉપર.

कटु तैलेन संयुक्तो गुडायावन्न सेवितः ॥ तावन्न श्यति किं श्वासः पीयूष मधुराधरे ॥ १२३ ॥

એ પીયુષ મધુરાધરે—જ્યાંસુધી રાઇ, તલનું તેલ અને ગોળ સરખા વજને મેળવીને ચાટ્યું નથી ત્યાહસુધી શ્વાસ જાય કે સું ?

### બીજો ઉપાય.

सेवितं मधु खंडाभ्यां चूर्णं मरिच जंयादि ॥
किमर्थं क्रियतोचिंता श्वास कास पराजितैः ॥ १२४ ॥

મરીનું ચુરણ, મધ, ખડી શાકરનો ભુકો; એ ત્રણે સરખા વજને મેળવીને ખાધાથી દમના દુઃખે કંટાળેલા માણસે રોગ ન જવાની ધાસ્તી સ્યા માટે રાખવી.

### તીજો ઉપાય.

अयि रत्नकले नील नलिन च्छदने क्षणे ॥
सिंहीं कषायः सकणः कासग्रासकरः क्षणात् ॥ १२५ ॥

એ રત્નકળા—ડોરલીના ઉકાળામાં પીપરનું ચુરણ મેળવી પીધાથી એક પળમાં ખાંસી દુર થાય છે.

### ચોથો ઉપાય.

पिप्पली पिप्पलीमूल बिभितक महौषधैः ॥
मधुना सवितैः कासः प्रशाम्यति कुतूहलात् ॥ १२६ ॥

પીપર, પીપરીમુળ, બેહેડા, સુંઠ; એ સર્વેનું ચુરણ મધમાં ચાટવાથી સેહેજ ખાંસી દુર થાય.

## પાંચમો ઉપાય.

रावणस्य सुतो हन्या न्मुख वारीज धारित: ॥
श्वासनं कसनं वापि तमिवा निल नंदन: ॥ १२७॥

ઓ સુંદરી—જેમ હરમાને અક્ષ નામે રાવણનો છોકરો મારયો તેમ અક્ષ નામે બેહેડું મોહમાં રાખી તેનો રસ ગળવાથી ફાયદો થાયછે.

## છઠ્ઠો ઉપાય.

अयि प्राण प्रिये जातिफल लोहित लोचने ॥
शुंठी भार्ङ्गी कृत: क्काथ: श्वास त्रासाय पाययेत् ॥ १२८ ॥

ઓ પ્રાણ પ્રિયે— સુંઠ, ભારંગમુળનો ઉકાળો પીવો.

## સાતમો ઉપાય.

अस्ति प्राणपते मम प्रियतमा कंदर्प लीला सखी कास क्लेशवशा दतीव कृशतां प्राप्तास्ति सासांप्रतम् ॥ तस्या स्त्वं कथयो पचार मधुना क्षौद्रानवितं दीयतं विश्वग्रांथि कणा कलिद्रुमभवं चुर्ण चकोर क्षणे ॥ १२९ ॥

ઓ પ્રાણપત્તી-મહારી એક કંદર્પળીળા નામે બહેનપણી ખાંશીથી બેજાર થઇ તવાઇ ગઇછે, માટે કોઇ ઉપાય કહો. લોલિંબરાજે કહ્યું ઓ ચકોર નેણા વાળી સુંઠ, પીપળીમુળ, બેહેડાનું ચુરણ કરી મધમાં ચટાડ એટલે તરત બેસશે.

### આઠમો ઉપાય.

संयुक्तं गुड सर्पिभ्यां चुर्णं त्रिकटु संभवम् ॥
निंहंति तरसा कासां स्वासानिव सतांहरिः ॥ १३० ॥

સુંઠ, મરી, પીપરનું ચુરણ ગોળ અને ઘી મેળવી ચાટવાથી ફાયદો થાય; જેમ ભગતોનું દુઃખ માયાળુ ઇશ્વર હરેછે તેમ.

### નવમો ઉપાય.

एक एवार्द्र करसः समधुः श्वासकासजित् ॥
रति वल्लभ चांपेय चापचारू कलेवरे ॥ १३१ ॥

ઓ સુંદરી—આદાનો રસ અને મધ મેળવી ચાટવું.

### દશમો ઉપાય.

शृंगवेर रसो येन मधुना सहसेवितः ॥
श्वास कास भयंतस्य नकादाचि त्कृशोदरि ॥ १३२ ॥

આદાના રસમાં મધની ચાશણી કરી ચાટવાથી જડમુળથી ખાંશી કે દમ જાય અને ભુખ લાગેછે.

### અગીયારમો ઉપાય.

पुलो मजा वल्लभ सुनु पत्नी तातात्मभू शेखर वाहनस्य ॥
सौंदर्य दरी कृत रामरामे कषाय कःकास समीर सर्पः ॥ १३३ ॥

ઓ સુંદરી—પુલોમજા એટલે ઇંદ્રાણીનો ધણી ઇંદ્ર તેનો છોકરો ઉપેંદ્ર તેની બૈરી લક્ષ્મી તેનો બાપ સમુદર તેનો છોકરો ચંદ્ર જેના મસ્તકે સોભેછે તે મહાદેવ તેનું વાહન (વૃષ) નામે અડુંશાનો ઉકાળો પીધાથી જેમ સર્પ વાયુ ભષેછે તેમ ખાંશીનો નાશ થાયછે.

## બારમોઉપાય.

अयि तालफल स्तनि रत्न कलेवृष वारि पिवे न्मधु मत्कसने ॥
नवदामि कदापि वुधाधिपते रिदमौषध मौषाधि नाथमुखि॥ १३४॥

એ રત્નકળા—ખાંસી અને દમ ઉપર અડુંશાનો ઉકાળો અથવા તેનો અંગરસ પીવો. એ ચંદ્રમુખી એ ઓષડ ઇંદ્રાદિકને પણ કેહેનાર નહતો.

## તેરમો ઊપાય.

फलत्रय छिन्न रूहाहुता श रास्ना कामिध्वांसि कटु त्रयाणाम् ॥
चुर्णं समांशं सितया समेतं कासं जयेन्नात्र विचारणीयम् ॥१३५॥

હરડે, બેહડા, આંમળા, ગુળવેલ, ચીત્રકમુળ, રાસ્ના, વાવડીંગ, સુંઠ, પીપર, પીપળીમુળ; એટલાનું ચુરણ સરખે વજને કરવું, તેમાંથી થોડુંક ચુરણ અને તેથી બમણી શાકર મેળવી ખાધાથી જરૂર ફાયદો થશે.

## આમવાયુ ચિકિતશા. ઝાડા તથા શુળ રોગ ઊપર.

दशमूल कषाय मिश्रि जंवाललन विश्व कषाय मिश्रितंवा ॥
प्रपिवे त्कटि कुक्षि वस्तिशूले ध्रुवमेरंड ऽजमेक मेवतैलम् ॥१३६ ॥

એ લલના—સાળવણ, પીઠવણ, રીંગણીમુળ, ડોરલીમુળ, ગોખરૂમુળ, બીલમુળ, ટાકલીમુળ, ટેંટુંમુળ, શીવણીમુળ, પાડલીમુળ; એવી રાતે દશ મુળોના અથવા સુંઠના ઉકાળામાં એરંડયું તેલ મેળવી પીધાથી પાસળા ઇત્યાદી જગાએ થતો શુળાદિ રોગ દુર થાય.

## બીજો ઉપાય.

रास्ना मृता नागर देवदारु पंचाधि युग्मेंद्र यवैः कषायः ॥
स्नुक तैलेन समन्वितोयं भेत्ताभवेदाम समीरणस्य ॥ १३७ ॥

રાસના, ગરોળ, સુંઠ, દેવદાર, ઇંદરજવ, અને ઉપર લખેલા દશ મુળના ઉકાળામાં એરંડયું તેલ મેળવી પીધાથી ઉપલો રોગ દુર થશે.

## તિજો ઉપાય.

विलासिनी विलासेन विलासी हृदयं यथा ॥
तथा गुडूची विश्वेन हरे दाम समीरणम् ॥ १३८ ॥

એ વિલાસની—સ્રીના વિલાસે જેમ વિલાસી પુરૂષોના મનનું હરણ થાયછે; તેમજ ગુળવેલ અને સુંઠનો ઉકાળો રોગ હરેછે.

---

## नेत्र रोग चिकितसा. આંખના લોહીવિકાર ઉપર,

सम्य ।कविन्नाश्छ गणजरसे काननोत्थाः कुलित्थाश्चेले लब्धा परिहृत तुषाःप्रोढ सीमंतिनीभिः ॥ सूक्ष्मं पिष्टाः पटुरस निशा चुर्ण-पुर्णाः क्षपायां चक्षुर्लिप्ता रुधिर विकारं संहरंति त्र्यहेण ॥ १३९ ॥

કુલિત્થાકે રાન કુળગે અથવા કુળથાની પોટલી કપડામાં બાંધી બકરીના મુતમાં રાંધવી. તે પછી ઝીણી વાટી તેમાં સિંધાળુણ, બોળ, અને હળદનું ચુરણ મેળવી રાતના આંખો ઉપર ત્રણ દિવસ લેપ કરેથી ફાયદો થશે.

## બીજો ઉપાય.

लोलिंब्रराज कविनाव नितावतंस शिग्रोरमुष्य कथितोस्ति किमूपयोगः ॥ एतस्य पल्लव रसात्समधोः किमन्यत् दृग्व्याधि मात्र हरणे महिला ग्रगण्ये ॥ १४० ॥

એક બૈરીએ પોતાની બહેનપણીને પુછયું કે એ બેહેન—લોલિંબ-રાજ કવીએ શેકટાનો ઉપાય શું બતાવ્યોછે ? તેણે જવાબ આપ્યો કે એ મહિલાગ્ર ગણ્યે તેના પાળાના રસમાં મધ મેળવી આંખમાં અંજન કરેથી સર્વે રોગ દુર થાયછે. બીજો ઉપયોગ નથી.

## તિજો ઉપાય.

जयति मारू त पित्तकफैः कृतांबह धामापि लोचनयो र्व्यथामू ॥ नयनयो र्विहितो मधुना न्वितेब्रहल पल्लव पल्लवजोरसः ॥१४१॥

અગાઉ કહેલા શ્લોકની રીતે શેકટાના પાળાના રસમાં મધ મેળવી આંખમાં નાખવાથી વાયુ, પીત અને કફના સર્વે રોગ દુર થાય.

## ચોથો ઉપાય.

कुवलय नयने ऽर्जुनं कफोब्धेः सहसि तया शुनिशचरी करोति ॥ प्रियकर मिव कामिनी न वोढा लघु कुचशालि निवक्षसि प्रत्युक्तम् ॥ १४२ ॥

એ કમળનયેને—સમુદ્રફીણ અને બડીશાકર બેહુંને ઝીણું બલીને આંજવાથી ફુલાં ઇત્યાદિ આંખના રોગ દુર થાય.

## રાત આંધળાનો ઊપાય.

निराकरोति नक्तांध्यं गोश कृत्साहिताकणा ॥
रमणी रमणस्येव बलं भूकृत्वा पुनःपुनः ॥ १४३ ॥

ગાયના છાણનો રસ ગાળીને તેમાં પીપર ઘસવી તેનું અંજન કરેથી રાતઆંધળાનો રોગ દૂર થાય.

## આંખમાં ફુલાં પડવાનો ઊપાય.

श्यामे श्यामे प्रिय श्यामे श्यामा बोधित मानसे ॥
शूक्लं शमयाति क्षिप्रं माक्षिको माक्षिकान्वितः ॥ १४४ ॥

એ શ્યામા— સોનામુખી નામે ઉપધાતુ છે તે મધમાં ઘસીને અંજન કરેથી ફુલાં દૂર થાય.

## આંખોના સર્વે રોગ ઊપર.

इति निगदित मार्यैः सेव्यमाना विधत्ते निशि समधु घृताढया दृग्विकाराप कर्षम् ॥ अपिनभवाति मुग्धे ते स्वसाहो किमग्र्या अंनय तिबाति कस्मा द्वैपरीत्यं परंतु ॥ १४५ ॥

ચકારાદિકોએ કહેલું છે કે હરડા, બેહેડા અને આંમળાનું ચુરણ મધ તથા ઘીમાં મેળવી રાતના ચાટવાથી આંખોના રોગ દૂરથાય.

## કમળો અને પાંડુ રોગનો ઊપાય.

त्रिफला वृष भूर्निंब तिक्ता दार्व्य मृता कृतः ॥
क्राथो मधु समायुक्तः कामला पांडुरोग जित ॥ १४६ ॥

હરડા, બેહેડા, આંમળા, અડુંશાના પાંત્રા, કરીઆતું, કડું, દારૂ હલદ, ગરોળના ઉકાળામાં મધ મેળવી પીધાથી રોગ દુર થાય.

### કમળાનો ઊપાય.

देवदाली फलरसो नस्यतो हंति कामलां ॥
संदेहो नात्र स पल्लनीलोत्पल विलोचने ॥ १४७ ॥

દેવડાંગરીના ફળ એટલે ચણોઠીનો રસ નાકમાં નાખવાથી પીળો કફ વહાને ઉપલો રોગ જરૂર દુર થાય.

### બીજો ઊપાય.

गिरिमृद्धा त्रिरात्रिणा मंजनं कामलापहं ॥
इदं यदि भवेन्मिथ्या शपथस्तूत वांगने ॥ १४८ ॥

ફટકી અથવા સોનાથેરૂ, આંમળું, હળદનો ગાંઠીઓ: એટલાને પાણીમાં ઘસી અંજન કરેથી તેનો ગુણ વ્યરથ કદાપી જાય નહીં.

### તિજો ઊપાય.

अये मनोज्ञ कुंडले स्फुरन्मुखेंदु मंडले ॥
गवां पयः सनागरं प्रिये निहांति कामलाम् ॥ १४९ ॥

હે પ્રિયે—ગાયના દુધમાં સુંઠ કે આંમળાનુ ચુરણ મેળવી પીધાથી ઉપલો રોગ દુર થાય.

---

## स्त्रीरोग चिकितसा.

### બૈરીને પિશાબની જગાએ થતા શુળ ઊપર.

पिचु मंद रसेन मिश्रितैः पिचु मंदानिल शत्रुबीजकैः ॥
घटिता वटिका भगांतरे भगशूलस्य शमाय धारयेत् ॥ १५० ॥

કડવા લિંબડાના ફળ અને એરંડી બેહુને લિંબડાના રસમાંનાઠી લિંબુ જેટલી ગોળી કરી પિશાબની જગામાં રાખવાથી શુળ દુર થાય.

### બીજો ઉપાય.

तरूण्युत्तरणी मूलं छागी सार्पि समन्वितम् ॥

शीव शस्त्राभिधां बाधां योनिस्थां हंति सत्वरम् ॥ १५१ ॥

એ તરૂણી—ઇંદ્રાવણીના મુળ બકરીના ઘીમાં ઘસીને પિશાબની જગામાહિંથી લેપ કરતો શુળાનો રોગ દુર થાય.

### બૈરીનું દુધ વાતાદિક રોગે બગડવાથી ઉપાય.

गोपि वृकी दारू किरात मूर्वा तिक्ता मृता विश्व घनेंद्र जानाम् ॥

क्काथोय मुक्तो मृगलोचनानां दुष्टस्य दुग्धस्य विशोधनाय ॥१५२॥

ઉપળસુળીને શેંબવેળ પણ કહેછે તે, પહાડમુળ, દેવદાર, કરીયાતું, તજ, કડું, ગરોળ, સુંઠ, નાગરમોથ, ઇંદરજવ; એટલા ઓષડોનો ઉકાળો પીવાથી ધાવણાનું દુધ શુદ્ધ થાયછે.

### બૈરીને પીશાબમાં જતી ધાત અથવા ધુપાણીના રોગ ઊપર.

कटं कटेरी रजसाब्द वासा मुनिंब भल्ली तिलजः कषायः॥

क्षौद्रान्वित श्वंचल लोचनानां नाना विधानि प्रदराणि हन्यात्॥ १५३

દાર હલદ, રસાંજન એટલે દાર હળદને બકરીના દુધમાં રાંધેલું, નાગરમોથ, અડુંશાના પાંત્રા, કરીઆતું, ભીલામો અથવા ચિત્રક,

ત્રલ; એટલા ઓષડોનો ઉકાળો કરી પીધાથી લાલ અથવા સફેદ ધુપણી અનેક પ્રકારે હોય તો દુર થાય.

બીજો ઉપાય.

कुलव यदल नेत्रे तंदुलि यस्यमूलं रस जमपिसमांशं भेषज द्वंद्व मेतत ॥ हिम करमुखि युक्तं तंदुलां भोमधुभ्यां प्रदर दर मुदीर्णं सुंदरीणां निहांति ॥ १९४ ॥

ઓ ચંદ્રમુખી—તાદળજાની ભાજીના મુળ, રસાંજન એટલે દારૂહલદનું ચુરણ બકરીના દુધમાં રાંધેલું, બેહું સરખે ભાગે ભાતના ઓશામણમાં ઘસી મધ મેળવી પીધાથી ધુપણીનો રોગ દુરથાય.

તીજો ઉપાય.

अयि सरोरुह सोदर लोचने रसज तंदुल कांघ्री भवं रजः ॥ समधु तंदुल वारिनि वारये न्मृगदृशां प्रदरं प्रदरं द्रुतम् ॥ १९५॥

ઓ પ્રિયે, ઓ સરોરૂહ સોદરલોચની—ભાતનું ઓશામણ અને મધ મેળવી પીધાથી દશ તરેહની ધુપણી દુર થાય.

બૈરીનો અટકાવ છુટવા અને ગર્ભ
પાડવાનો ઉપાય.

मूलं गवाक्ष्याः स्मर मंदिरस्थं पुष्पावरोधस्य वधं करोति ॥ अभर्तृकाणां व्यभिचारिणिनां योगो यमेव द्रुत गर्भपाते ॥ १९६ ॥

કડવા ઇંદ્રાવનનું મુળ પિશાબની જગામાં રાખે તો જે બૈરીનો અડકાવ બંધ થયો હોય તે છુટી દર મહિને અડકાય; પણ ધણી વગરની કે કસબણ રાખેતો તેને ગર્ભ નબંધાતાં સેહલાઇથી પડે.

## બૈરીઓને સેહેલાઈથી જણવા માટે અને ગર્ભવાનને થતી ઉલટી બંધ થવાનો ઉપાય.

मध्वा ज्ययष्टीं मधुलुंग मूलं निपीयसूते सुमुखी सूतेन ॥
सतंदुलाभः सितधान्य कल्क पाना द्वमिर्गच्छाति गर्भिणीनां॥१५७॥

મધ, ઘી, જેઠીમધ, બીજોરાનું મુળ; એટલાનું ચુરણ એકઠું મેળવીને ચટાડવું, એટલે ગર્ભવાન સ્ત્રિ સુખેથી બાળકનો જન્મ આપે. ગર્ભવાન બૈરીને ઉલટી થતી હોય તો ધાણા અને ખડીશાકરનું ચુરણ ભાતના ઓશામણમાં મેળવી પીધાથી ઉલટી બંધ થશે.

## ગર્ભવાન, જણેલીને કે બાળકને લોહી પડતું હોય, તથા આમાતિસારના ઝાડા, કે ઊલટી, તાવ, ખાંશી ઊપર.

अह्लाब्दां बुद्ध याल्व मृत विषवल्ला रेणुदु स्पर्श शीतं गर्भिण्याः सूतिकाया अपि रुधिर रुगामातिसार ज्वरघ्नं ॥ मुस्ता शृंगी विषाणां प्रशमयति रजः सेवितं क्षौद्र युक्तं बालानां वांति कास ज्वर माति विषजं क्षौद्र युक्तं रजोवा ॥ १५८ ॥

ધાણા, નાગરમોથ, સફેદ વાળો, કાળો વાળો, કુહવાડીઓ, ગરોળ, અતલસની કળી, ચીકણામુળ, પીત્તપાપડો, ધમાસો; એટલાં ઓષડો કુટીને રાતના ભીજવીમુકવાં, સહવારે ચોળી મસળીને વસ્ત્રગાળ કરી તેનું પાણી પીધાથી ગર્ભવાન તથા જણેલાને પડતું લોહી તથા આમાતિશારના ઝાડા, તાવ દુર થશે.

નાગરમોથ, કાકડશીંગી, અતલસની કળી; એ ત્રણેનું ચુરણ મધમાં મેળવી બાળકને ચટાડવાથી ઉલટી, ખાંશી, તાવ દૂર થાય; અગર અતિવિષનું ચુરણ મધમાં ચટાડવાથી ફાયદો થાય.

બાળકોને અતિશારના ઝાડા ઉપર.

कुमारातिसारे कषायः समंगामदा सारिवा लोध्र जक्षौद्र युक्तः ॥
मदा बिल्व लोध्रेभ कृष्णां वुजो वा कषाया वलेहौ तथा क्षौद्र युक्तौ ॥ १५९ ॥

લાજાળું. ધાવટીના ફુલ, ઉપલેટ કે કાવળી, લોધર; એ ચાર જણસો ૦।–૦। તોલો લઇ ઉકાળો કરી તેમાં મધ મેળવી પીવો. તથા ધાવટીના ફુલ, બીલફળ, લોધર, ગજપીપર, વાળો; એટલાનું ચુરણ અથવા ઉકાળો કરી તેમાં મધ મેળવી પીવું.

બાળકોને તાવ, ઝાડા, આફુણ, ખાંશી, ઉલટી ઉપર.

कृष्णा रूणा मुस्तक शुंगिकाणां तुल्येन चुर्णेन समाक्षिकेण ॥
ज्वरातिसारः प्रशमं प्रयातिस श्वास कासः सवामिः शिशूनां ॥ १६०

પીપર, મજીઠ, નાગરમોથ, કાંકડશીંગી; ચારેનું ચુરણ મધમાં ચાટવું.

વધારે ઉપાયો.

विद्गुल्लाभ लोलिंबनृपते वाग्विलीशतः ॥
न तृप्ति मंधि गच्छामि पुनः किंचि न्निरूपय ॥ १६१ ॥

વિદ્વચ્છેષ્ટ લોલિંબરાજ આપણી દુર્લભવાણી સાંભળી હું અબળાની તૃપ્તિ નથઇ માટે વધારે ઉપાય બતાવો.

## ક્ષય રોગ ઊપર.

क्षयोत्पत्तिं विनाशाय सिंहास्य: सेव्यतां सदा ॥
बहनामस्य विश्वासो जात: कमल लोचने ॥ १६२ ॥

ઓ કમળ નેત્રે—ક્ષય રોગનો જોર ભાંગવાને અડુશાનું સેવન ઉકાળા અથવા અગરસે ઘણા દીવસ સુધી કરવું. તેનો અનુભવ ઘણાઓએ મેળવી નિરોગી થયાછે. જેમ દલિદ્ર આવ્યાથી નૃસિંહનું સેવન હમેશા કરેછે તેમ.

### બીજા ઉપાય.

अयि सुंदरि सुंदराननें रूचिरायां गत रंगलोचनें ॥
नवनीत मधू पलाशना दुडुराजस्य भवे त्क्षयक्षय: ॥ १६३ ॥

ઓ સુંદરી—માખણ, મધ, ખડીશાકરનું સૂરણ મેળવીને ચાટવાથી ચંદ્રમાંનો પણ ક્ષય જશે ! ત્યારે માણસોનો જાબ તેમાં શું સંધેહ તે વિશે (નવનીતમધોઃ પળાશાનાન્) શ્લોકો લખેલાછે. તેનો અરથ માખણ, મધ અને માંસ લખેલુંછે; પણ માંસ કાચું નખવાય માટે રાંધેલું માંસ અથવા તેના ઉકાળામાં મેળવીને પીવું.

### નાશુર ઇત્યાદી વિંધોના રોગ ઊપર

अयि कोमल कुंतला क्लो विलसन्मालति कामनो हरे ॥
त्रिफला जनित: कषायक: साहितो गुग्गुलुना व्रण जयेत् ॥ १६४॥

હરડા બેહેડા, આંમળાના ઉકાળામાં શુદ્ધ કરેલો ગુગળ મેળવી પીધાથી, નાસુર ભગંદરના સર્વે રોગ દુર થાય.

### અતિશે જાડા માણસ થવાના મેદો રોગ ઊપર.

मदरज्वर कारिना मधेये रसिके रत्न कले प्रभातकाले ॥
शिशिरांबु पिबन्मधुप युक्तं गणनाथोपि भवेत्किलास्थि शेष॥ १ ६ ५॥

એો રસિકા—સહવારે શિતળ પાણીમાં મધ મેળવીને દરરોજ પીધાથી મેદોરોગે માણસ જાડો થયો હોય તો પાતળો થાય.

### કર્મના જીવડાનો કૃમિ રોગ ઊપર.

त्रिकटु त्रिफला कलिंग निंब त्रिवृदु ग्राख दिरोद्भव: कषाय ॥
पशु मूत्र समन्वितो निपित: कृमि कोटी रपिहंति हंतवेगात॥ १ ६ ६॥

મરી, સુંઠ, પીપર, હરડા, બેહેડા, આંમળા, ઇંદરજવ, કડવા લિંબડાની છાલ, તેડ અથવા વાવડીંગ, ઘોડાવજ, ખેરની છાલ; એટલાના ઉકાળામાં ગાયનું મુત્ર મેળવી પીધાથી શરીર કે કોઠામાં થતા કર્મના જીવડાનો રોગ દુર થાય.

### મોહડું પાકવા ઊપર.

जाति प्रवाल त्रिफलाय वास दारू त्रियामा मृत गोस्तनीनाम् ॥
कषायक: क्षौद्र युतो निहंति मुख स्य पाके मुख पंकजस्थ॥ १ ६ ७॥

જાઇના પાત્રાં, હરડે, બેહેડા, આંમળા, ધમાસો, દારૂ હળદ, ગરોળ, કાળી દરાખ; એટલા ઓષડોના ઉકાળામાં મધ મેળવી કોગળા કરેથી મોહમાં ફોડકા આવી પાકવાનો રોગ દુર થાય.

### પરમા ઊપર.

स्फुरत्सूदरो दार मंदार दाम प्रकामा ।भिराम स्तन द्वंद्वमध्ये ॥

हरिद्रा रजो माक्षिकाभ्यां विमिश्र: शिवाया: कषाय: प्रमेहा पहारि ॥ १६८ ॥

આંમળાના ઉકાળામાં હલદનું ચુરણ અને મધ મેળવીને પીધાથી પરમો દુર થાય.

બીજો ઉપાય.

पउम वण्णमणोज्ज विलोअणे सइति सहा मणमोहण जोधणे ॥
जय इमेह गणं अमु आरसो महुजुओध हरी हरिणं प्रिये: ॥
पद्मवर्ण मनोज्ञ विलोचने शासि सिद्ध मनमोहन यौवने ॥
जयति मेहगणं अमृता रसो मधुयुत इव हरि र्हरिणं प्रिये॥ १६९॥

ઓ પ્રિયે—ગરોળના રસમાં મધ મેળવીને પીધાથી જેમ સિંહ હરણનો નાશ કરેછે તેમજ પરમાનો નાશ થાયછે.

તિજો ઉપાય.

समधु च्छिन्ना स्वरसो नानामेह निवारणम् ॥
वदंति भिषजा: सर्वे शर विंदु निभानने ॥ १७० ॥

ઓ સુભાનના—ગરોળના અંગ રસમાં મધ મેળવી પીવું, કેમકે તે શર્વેશ્વરનું બીંદુછે.

શરીર સડાના મોટા વાતપિત્ત રોગ ઉપર.

रतिकेलि कला कुशले विलस द्रूलये मलयेन समान कुचे ॥
अमृता व्रततीस्त्नु तैलवती दलये दानिलास्त्र मुदारतरम् ॥ १७१॥

ગરોળના અંગ રસમાં એરંડયું તેલ મેળવી દરરોજ પીધાથી ગમેતેટલો દુઃખદાયક રોગ હશે તોપણ દૂર થશે.

બીજો ઉપાય.

मधुत्थारूणा गोपिका देवधूपैः शृतं वात रक्ता पहं पिंड तैलं ॥
कषायः सहैरंड तैलेन पीत स्तथैरंड सिंहास्य वत्सादनीनाम्॥१७२॥

મહુવડાના ઝાડ ઉપરનું મીણ, મજીઠ, ઉપળસુળી અને રાળ; એટલા ઓષડોનું ચુરણ તેલમાં રાંધીને મલમ કરવો; તેમાંથી દરરોજ મરદન કરેથી સડતું શરીર અટકી ચામડી સુહવાળી થાય. એરંડમુળ, અડુંશો, ગરોળ; એ ત્રણેનો ઉકાળો કરી તેમાં એરં-ડયું તેલ મેળવી દરરોજ પીધાથી ઉપલો રોગ દૂરથશે.

તૃષા, શોષ અને ત્રણે રોગની ઉલટી ઉપર.

स्वलाजाब्द वट प्ररोह मधुकै र्मध्वन्वितै कल्पितां प्युग्रामाशु तृषं भृशं प्रशमये दास्यांतर स्थावटी ॥ एला लाज लवंग नागचपला स्त्री कोल मज्जांबुद श्रीखंडं मधुखंड युक् प्रशमये द्वांतिं त्रिदोषो-द्भवाम॥ १७३ ॥

કુલીનજન, ભાતની ધાણી, નાગરમોથ, વડની જટાના કુમળા અંકુર, જેઠીમધ; એટલી જણસોનું ચુરણ કરી તેની ગોળીઓ મધમાં બાંધવી. તેમાંથી એક બે મોહમાં રાખી રસ ગળવો. એલચી, ભાતની ધાણી, લવંગ, નાગકેશર, પીપર, ધહુલા, બોરના ઠળીઆનો મગજ, નાગરમોથ, લાલ ચંદન સર્વેનું ચુરણ કરી તેમાં મધ, ખડી શાકર મેળવીને ચાટવાથી ઉપલા રોગ દૂર થશે.

## મોરચીના રોગ ઉપર.

लशुन जीरक गंधक सैंधव त्रिकटु रामठ चुर्णमिदं शुभम॥
सपदि निंबुरसेन विषूचिकां हराति भोराति भोग विचक्षणे ॥१७४॥

લશણ, જીરૂ, શુદ્ધ કરેલો ગંધક, સિંધાલુણ, સુંઠ, મરી, પીપર, સેકેલી હિંગ; એટલા ઓષડોનું ચુરણ ખલીને ગોળી બાંધવી તે લીંબુના રસમાં મેળવીને ચાટવાથી ઝાડા, ઉલટી તથા પેટનો દુઃખાવો શુળા ઇત્યાદિ તરત બંધ થશે.

## શરીર બળતરા ઊપર.

रमा रम्या कारे चतुर वचने चारूचि कुरे विमूल्या लंकारे करतल लसन्नील नलिने ॥ निदाघः संजात स्तव किमुसरोजन्म कदलीदले: कॢप्त तल्पे स्वपिषि यदि साहित्य निपुणे ॥ १७५॥

ઓ રત્નકળા—તારા શરીરે બળતરા થાય ત્યારે કમળના અથવા કદલીના પાંત્રાની પથારી ઉપર સુશે તો શાંતી થશે.

## ખરજના ફોડકાનો ઊપાય.

रस द्विजीर द्विनिशा मरीच सिंदूर दैत्येंद्र मनःशिलानाम् ॥
चूर्णी कृतानां घृत मिश्रितानां त्रिभिः प्रलेपै रपयाति पामा ॥१७६॥

પારો, જીરૂ, કાળીજીરી, હળદ, આંબાહળદ, મરી, સિંદુર, ગંધક, મનશીળ; તેનો મલમ કરવા પારો અને ગંધક ખલીને કજળી કરવી, તેમાં ઉપલું ચુરણ મેળવી ઘી સાથે ખલવું એટલે મલમ તૈયાર થશે તે મરદન કરવું. હરતાલ, તરવડાના બીજ, અને

ચીનીકબાલા મેળવો લોખંડની કઢઈમાં લોખંડના દાંડાએ ખલીને મલમ કરી મરદન કરેથી પણ ખરજ દુર થાયછે.

### બીજો ઊપાય.

नख मुख लालन सुखदा पामा रामा नितंब विस्तारा ॥

स्नेह कनक रस गंधै र्गच्छति पूर्वा परावशं याति ॥ १७७॥

નખેથી ઘસેથી સુખ દેનારી અને સાંધે સાંધ પસરનારી એવી જે (પામા) એટલે ખરજ માટે ધંતુરાનો પાલો, પારો અને ગંધક ત્રણેને તેલમાં ખલી લગાડવાથી જરૂર જાયછે.

### હરસ, પાંડુરોગ, તાવ, શરીર સડો, ખાંસી, દમ, ફેફસાના રોગ ઊપર.

पथ्या तिला रूष्करकैः समांशै गुंडेन युक्तैः खलु मोदक स्यात दुर्नाम

पांडु ज्वर कुष्ट कास श्वासा न्जयेत्प्लीं हरूजंच तद्वत ॥ १७८ ॥

હરડે, તલ, ભીલામાંનું ચુરણ કરી તેથી બમણો ગોળ મેળવી ખાવું અને પરેહજી રાખેથી ઉપલા રોગ દુર થાય.

### પગને ફાટો પડવા ઊપર.

मदन सैंधव गुग्गुलु गैरिकाज्य मधुराज्य गुडां घ्रि विलेपनात् ॥

स्फुटित मप्य खिलं चरणद्वयं विकचतामरस प्रतिमं भवेत ॥ १७९॥

મિણ, સિંધાલુણ, ગુગળ, ગેરૂ, ઘી, મધ. રાળ અને ગોળનો મલમ કરી પગે મરદન કરેથી કમળ જેવા સુવાળા પગ થાયછે.

## ગંડમાળાની ગળામાં થતી ગાંઠોનો ઉપાય.

भल्लात काशी सहुताश दंती मूलै गुड स्नुक् रवि दुग्ध दिग्धैः॥
लेपो चितै र्गच्छति गंडमाला समीर वेगा दिव मेघ माला॥ १८०॥

ભિલામા, હિરાકસી, ચિત્રકમુળ, દાંતીમુળ, ગોળ, નધોડનું મુળ; એટલા ઓષડોને આકડાના દુધમાં ખલીને લેપ કરવો એટલે ગંડ-માળા દુર થાયછે, જેમ વાયુબળે વરસાદને નશાડેછે તેમ.

## ગળાના સર્વે રોગો ઉપર.

गोमूत्रेण कृतः कलिंग कठुका पाठा विषाब्दामर क्वाथः।
क्षौद्र युतो निहंति सकलान्कंठा मयानु द्धटान॥ १८१॥

ઇંદરજવ, કડું, પહાડમુળ, અતલસની કળી, નાગરમોથ, ગરોળ; એટ-લા ઓષડો ગાયનામુત્રમાં ઉકાળી તેમાં મધમેળવી પીધાથી રોગદુરથાય.

## બીજો ઉપાય.

पाठा तेजवती रसांजन यवक्षारो पकुल्या निशादेव द्रुर्मधुना कृता
मुख धृता तद्वद्गुटी पठयते॥ १८२॥

પહાડમુળ, તેજબળ, દારૂહળદને બકરીના દુધમાં રાંધેલું રશાંજન, જવખાર, પીપર, હળદ, દેવદાર; એટલાનું ચુરણ મધમાં કાલવીને ગોળી બાંધવી, તે મોહમાં હમેશા રાખવાથી ફાયદો થાય.

## આમ્ળ પિત્તો ઉપર.

भुनिंब निंब त्रिफला पटोल वासा मृता पर्पट मार्कवाणाम॥
क्वाथो हरे त्क्षौद्र युतोम्लपित्तं चितं यथा वार वधु कटाक्ष॥ १८३॥

કરીઆતું, કડવા લિંબડાની છાલ, હરડે, બેહડા, આંમળા, કડવું પંડોળું, અરડુંશો, ગરોળ પિત્તપાપડો, ભાંગરો; એટલાના ઉકાળામાં મધ મેળવીને પીધાથી આમળપિત્તના રોગ જાય; જેવી રીતે વેસ્યાના કટાક્ષે વ્યભિચારી પુરૂષનું ચિત હરેછે તેમ.

**પેડરૂં, હુઈયાનો રોગ, અવાજનો અટકાવ, ઝાડા પીશાબનો અટકાવ, પેટ ફુગવાનો, હેડકી, ડચકીયા, વધરાળનો, હરસા, પેટશુળાનો, ગોળાનો, પેફસાનો, પીંડરોગ, ખાંસી, દમ, ભુખ બેસીજવાનો, અરૂચી ઉપર.**

हिंगुक्षार द्वय सैंधव सौवर्चल बिड पिप्पली ग्रंथिक चित्रक चव्य मरीच कर्चूर कुस्तुंबरि कबरीति त्तिडीक पटु ग्रंथाज मोदा म्लवेतस पुष्करमूलनारक जीरक हरीतकी वृकी विपुषा विरचित चूर्ण मिदमश्मरी हृदय गलरोध बिबं धाध्मान हिक्का वर्ध्म गुदज गुल्म सकल शूल प्लीह पांडु श्वसन कसन दहन सदन विरसना विरतये समर्थतरम् ॥ १८४ ॥

હીંગ શેકીને, સાજીખાર, સિંધાળુણ, જવખાર, સંચળ, બીડખાર, પીપર, પીપળીમૂળ, ચિત્રકમૂળ, ચવક, મરી, કચોરો, ધાણા, આસંદ, આમળીની છાલ, ઘોડાવજ, અજમો, ગરમાળાનો ગર, ઉપલેટ, સુંઠ, દાડમની છાલ, જીરૂ, હરડે, પહાડમૂળ, ખટશેરણી; એટલાનું ચુર્ણ ગર્મ પાણીમાં અથવા ચણાની ખાટીમાં પાણી મેળવી તેમાં ચુરણ ડાહી પીધાથી ઉપજા સર્વે રોગ દુરથાય.

## કોઠાની મંદાગ્નિ એટલે ભુખ બેસીજવા ઉપર.

प्राणेश्वरी प्रिततमे वद किं वदामि तत्कांत भोकिमु मृगाक्षि यदग्नि कारी ॥ सम्यक् शृणु प्रणायिनि प्रणयन् शृणो मि स्वादेत्स निंबुरस सैंधव शृंग बेरम ॥ १८५ ॥

એ પ્રાણેશ્વરી—લિંબુ, અને આદાનો રસ તથા સિંધાળુણ સરખે ભાગે મેળવી જમવાની અગાઉ પીધાથી ભુખ ખુલશે.

## ભુખ ઉઘડવા અને પેટના વાગોળા ઉપર.

हिंगु व्योषाजमोदा द्विजरण लवणं प्राक् भजे त्साज्यभुक्तं कुर्या ज्जाज्वल्य मानं ज्वलन मनिलजं गुल्ममे तन्निहंति ॥१८६॥

હીંગ શેકીને, સુંઠ, મરી, પીપર, અજમો, જીરૂ, શહાજીરૂ, સિંધાળુણ; એ આઠેનું ચુરણ જમવા અગાઉ ઘીમાં મેળવીને ચાટવાથી ઉપના રોગ દુર થાય તેને હીંગાષ્ટક ચુરણ કહેછે.

## ભુખ ઉઘડવાનો બીજો ઉપાય.

वृक्षाम्लं वन्हिपथ्या त्रिकटु पटु विडंजंतु जिज्जीर युग्मं दिप्या सौवर्चलं चाचल मपि सकलं भस्म साच्चर्क रीति ॥ १८७ ॥

આમળોની છાલ, ચિત્રકમુળ, હરડે, સુંઠ, મરી, પીપર, સિંધાળુણ, ખીડખાર, વાવડીંગ, જીરૂ, શહાજીરૂ, અજમો, ખોડીઅજમો, સંચળ; એટલાનું ચુરણ પાણીમાં ડોહી પીધાથી પર્વતનું પણ ભસ્મ થાય તો અન્નાદિકનું પચન થાય તેમાં શું સંદેહ.

## પેટને ફુગાશી, શુળ, ભુખ ઊઘડવા, ચઢતા ગોળા ઊપર.

शूंठी बाण मिता कणार्णव मिता दीप्याय वान्या: क्रमात् भागानां त्रितयं द्वयंच लवणाद्भाग: शिवै तत्समा ॥ कोष्ठा टोप गुल्म मल हृद्धोलिंबराजो दितश्चूर्णो ट्रीनापि भस्म सात्म करूते किं भोजनं भोजना ॥ १८८ ॥

સુંઠ તોલા પાંચ, પીપર ચાર તોલા, અજમો ત્રણ તોલા. બો-ડીઅજમો બે તોલા, સિંધાલુણ એક તોલો, હરડે તોલા પંદરનું ચુરણ કરી તેમાંથી થોડુંક પાણીમાં ડોહી પીવાથી પર્વતનું પણ ભસ્મ થાય, ત્યારે જગ- તની શીકથા ? તેને લોલિંબરાજ ચુર્ણ કેહેછે.

## અનેક ગુણ અને મુખે રૂચીકારક ઊપાય.

जिव्हा कंठ हृदां विशोधन करं वैस्वर्य शोफा पहंत्रा हिक्का श्वास बलास कास चलजि द्वृष्यं कटूष्णं लघु ॥ पाके स्वादु विबंधनुत् रूचिकरं क्षुद्बोधनं भोजने भोक्तव्यं सह सैंधवेनच तथा निंबू द्रवैरार्द्रकम् ॥ १८९॥

એ સુંદરી-જમતા અગાઊ લિંબુ, આદુ, સિંધાલુણ; ત્રણેની ચટણી ખાધાથી જીભ, ગળુ, હૃદયની સુધી થાય. સ્વર ભેદ અથવા સોજાનો તથા બંધ કોષ, ખાંશી, દમ, કફ, વાયુનો નાશથાય. એ વસ્તુ ધાતુ વર્ધન કર્તા, તિખ્ખી, ઉષ્ણ, લઘુ, ખોરાક પાચન થતા મધુર, વાયુનો નાશ, રૂચીકર્તા, ક્ષુદ્બોધ કરનાર, એવા અનેક ગુણ કર્તાછે.

## નાસુર ઈત્યાદિ વીંધના રોગ ઊપર.

शीग्रु दीप्य वरूण द्वियामिनी कुंजरा शन कृतः कषायकः ॥
बोल चूर्ण सहितो तस्थितं विद्रधिं विदल्ये दसंशयम् ॥ १९० ॥

સેક્રટાની છાલ, અજમો, વાયવરણા, હળદ, દારૂહળદ, પીપળાની છાલ; એટલાનો ઉકાળો કરી તેમાં હીરાબોળનું સુરણ મેળવી પીધાથી ઉપલા રોગ દુર થાય.

## છાતી કે હયાંના રોગો ઊપર.

कमल कुंडल तुल्य पयोधर द्वय समाहित हार मनोरमे ॥
हृदय रूक्षु हितं घृतमर्जुन स्वरसकल्क सू साधितमंगने ॥१९१॥

ઓ કમળના ફુલજેવી—કુંડળ આકારે દુધના બેહું સ્તનો હઇએ સોભીતા, ફુલોના હારોની સુગંધી બહેકતી પ્યારી મનોરમા—અરજુન નામે ઝાડના પાંતરાનો અંગરસ કહાડી તેમાં ઘી સિદ્ધ કરીને પીવાથી છાતીના રોગ દુર થાય.

## દાંત મજબુત કરવાનો ઊપાય.

सायं सुगंधि मुकुलो बकुलो त्रिभांते वृक्षाग्रणीः प्रियतमे मदनैकबंधुः यस्यत्वचैव चिर चर्चित यासुगाढं दंता भवंति चपला आपवज्र तुल्याः ॥ १९२ ॥

ઓ પ્રિયતમ તમારા બગીચામાં દેખાવડું બકુળ કે મોરસલીના ફુલનું ઝાડ ઘણુંજ ગુણકારીછે તેના ફુલોના ફક્ત સુગંધી મદનને દીપાવેછે, તેસાથે તેની છાલ દરરોજ દાંતે ચાવી અથવા ઘસી તો હલી ગયેલા દાંતો લોહવર્જ્જર જેવા થાયછે.

### લોહી ઝાડો, ઊલટી કે લોહી ઊકાળા ઊપર.

भिदं तिकं कुंजर कुंभ पालिं किमव्ययं वक्ति रतेन वोढा ॥
संबोधनं नुः किमुरक्त पितं निहांति कस्त न्विवदत्व मेतत् ॥ १९३ ॥

સ૦ હાથીનું ગંડસ્થળ કોણ ફોડતું હશે ? જવાબ—સિંહ. સ૦ જુવાન સ્ત્રી રતુ વખતે કહયા અવ્યય કહેછે ? જ૦ નૃપ. સ૦ તે શબ્દોનો સંબોધન કહયા ? નહીતો એ તન્વિ તે ઉપરથી રક્તપિત્ત રોગનો નાશકર્તા પદાર્થ કહયાછે તે બતાવ ? જવાબ સિંહનના એટલે અડુશીછે તેનો અંગરસ અથવા ઉકાળો રક્તપિત્તનો નાશકરેછે.

### હેડકી ડચકીયા કે ઊચકી ઊપર.

विश्वा शिवा कणा चूर्णः सासितः समधुः स्मृतः ॥
नस्यवद्विश्व गुडयो र्हिक्का धिक्कार कारकः ॥ १९४ ॥

સુંઠ, આંમળા, પીપર; ત્રણેનું ચુરણમાં ખડીશાકર અને મધ મેળવી ચાટવું તથા સુંઠ, ગોળનો ઉકાળો નાકમાં નાખેથી ફાયદોથાય.

### ઘેલા થવાના ચિત્તભ્રમ રોગ ઊપર.

दुरालभा कषायस्य घृत युक्त स्य सेवनात् ॥
भ्रमः शाम्याति गोविंद चरण स्मरणा दिव ॥ १९५ ॥

ધમાશાના ઉકાળામાં ઘી મેળવી પીધાથી ચિત્તભ્રમ નષ્ટ થાય. જેમ ભગવત ભજને સંસાર સંબંધી ભ્રમ નહાસી જાયછે તેમ.

### અફસોશ અથવા દીલગીરીનો ઊપાય.

अयि रत्नकले कुरूमा कलहं कलहं सकल त्रसमान गते ॥
शृणु मद्वचनं वद वैद्यमणे मदिरा मदिराक्षि शूचं शमयेत् ॥१९६॥

ઓ રત્નકળા—ફોકટ પ્રેમ કલહ કરીશ નહી, ખુશીમાં દિવસ કહાડવાને હું કહું છઉં તે સાંભળ—ઓ મદિરાક્ષી સંતાપ દૂર કરવાને દરાખ ઇત્યાદિ ગુલાબી નબળો દારૂ પીવો.

## વાયુ કોપે બેહુ પગો લુલા પડેલાનો ઊપાય.

पुनर्नवा नागर दारू पथ्या मल्लातक छिन्न रूहां कषायः ॥
दशांघ्रि मिश्रः परिपेय उरुस्तंभे थवा मूत्र पुर प्रयोगः ॥ १९७ ॥

શાટોડીના મુળ. સુંઠ, દેવદાર, હરડે, ભીલામો, ગરોળ; એટલાના ઉકાળામાં દશમુલોનું ચુરણ મેળવી પીવું, અથવા ગાયના મુત્રમાં સોધેલો ગુગ્ગળ મેળવીને પીધાથી ઉરસ્તંભ રોગ દુર થાય.

## પિશાબ અટકવાનો, પથરી બંધાવા ઈત્યાદિ રોગ ઊપર.

सक्षौद्रं कुशकास गोक्षूर शिवा शम्याक पाषाण भिद्दु स्पर्शं परिसेवितं परिहरे त्सद्यो श्मरीं दुस्तराम् ॥ एला पर्वत भिच्छिलाजतु कणा चूर्णं गुडे नान्वितं यद्वा तंदुल धावनोदक युतं स्या न्मूत्र कृच्छ्रा पहम् ॥ १९८ ॥

દર્ભના મુળ, કાસના મુળ, ગોખરૂ, આંમળા, ગરમાળાનો ગર, પાષાણભેદ, ધમાસો; એટલાના ઉકાળામાં મધ મેળવી પીવું, અથવા એલચી, પાષાણભેદ, શિલાજીત, પીપર; એનું ચુરણ ગોળમાં મેળવીને અથવા બાફેલા ચોખાના ઓશામણમાં ડોહીને દરરોજ પીવું; એટલે પિશાબ અટકતો છુટશે અને પથરી બંધાઇ હોય તો ઝરીજશે.

## બીજો અને તિજો ઉપાય.

वासैला मधुका श्मभेद चपला कौंती क्षूरै रंडजः क्राथः साश्म जतु जेयत्यति तरां कृच्छ्रा श्मरी शर्कराः ॥ कृच्छ्रे दाह रूजां विबंध सहिते क्राथो श्मभि च्चेतकी या सारग्वध गोक्षुरै विंरचितो मध्वन्वितः शस्यतेः ॥ १९९ ॥

અડુંશાના પાંત્રા, એલચીદાણા, જેઠીમધ, પાષાણભેદ, પીપર, કાીલો. એખરાના પાંત્રા, એરંડમુળના ઉકાળામાં શિલાજીત મેળવી પીવાથી શણ પથ્થરીની અત્તિ પીડા કે રેતી જેવા કાંકરા પિશાબ-માંથી પડતા હોય તે દુર થાય. પાષાણભેદ, હરડે, ધમાસો, ગરમાળાનો ગર, સરાટાના ઉકાળામાં મધ મેળવીને પીવાથી પિશાબની બળતરા દુરથઈ સાફ થાય.

## મોહ ઉપર કાળો કહોડ થાયછે તેનો ઉપાય.

न्यग्रोधां कुर कुष्ट रोध्र विकसां श्यामा मसूरा रूणा श्रीखंडे त्पधसा न्वितै विंरचितं व्यंगघ्न मुद्वर्त्तनं॥ लिप्तं सप्तदिनं मसूरजसासर्पिः पयः शालिना वल्कं शारद चंद्र सुंदर तरं व्यंगस्य भंगा द्भवेत् ॥२००॥

વડ ઝાડની જટાના અંકુર, કોઠ, લોધર, મજીઠ, સાવરીના કાંટા, મસુરનો લોટ, અતિવિષ, સફેદ ચંદન; સર્વેને ગાયના દુધમાં બલીને સાત દિવસ લેપ કરવાથી સુંદર કાંતી થશે.

## મોહ ઉપર જુવાનીના ખીલ થાય તેનો ઉપાય.

इंगुद्याः फल मज्जको जल्युतो लेपा न्मुखे कांतिदो राधाम्रा

धनिका निहंति पिटिका स्तारूण्यजा लेपनात् ॥ हार्यं रक्त मञ्जिष्ठिका रूजिहितो मूत्रेण लेपो थवा पिण्या कस्य पुरातन स्य शकृतः पादा युधस्य ध्रुवम् ॥ २०१ ॥

૧ ઇંગોળી ઝાડનાં ફળનો મગજ શિતળ પાણીમાં ઘસીને લેપ કરવો. ૨ લોધ્ર, ઘોડાવજ, ધાણા; ત્રણેને પાણીમાં વાટી લેપકરવાથી દુરથાય. ૩ તે જગાએ એકેક જળો લગાડી લોહી કહડાવવું. ૪ તલની જુની ઓળ ગાયના મુત્રમાં ઘસીને લેપકરવો. ૫ મરઘાનીહઘારનો લેપકરવો.

## સોઝાનો ઉપાય.

तैलं शोफ मपार मप्य पहरे दृश्चीक रास्ना महा भैषज्या मर शुष्क मूलकयुतं ब्राह्मी रसे साधितम् ॥ तद्ध द्विश्व किरात तिक्ता मथवा पाठा निशा धावनी मुस्ता जीरक पंचकोल करजः संमिश्र मुष्णां बुनाः ॥ २०२ ॥

વૃશ્ચિક એટલે સફેદ વસુ, રાસના, સુંઠ, દેવદાર, કુમળા મુળાની કાચરી; એટલા ઓષડોની ચટણીકરી, તેથી આઠઘણું બ્રાહ્મિનો રસ, તેથી ચોમણું પાણી અને ચટણીના વજને તલનું તેલ મેળવી ઉકાળવું, સર્વે પાણી બળતાં ફક્ત તેલ બાકી રહેવાથી ગાળી લેવું. તેમાંનું તેલ શરીરે મરદન કરેથી સોઝો ઉતરે. સુંઠ, કરીઆતું, કડું, ત્રણેનું ચુરણ ગર્મ પાણીમાં પીવું. પહાડમુળ, હળદ, રિંગણીમુળ, નાગરમોથ, જીરું, પીપર, પીપળીમુળ, ચવક, ચિત્રક, સુંઠ; એટલાનું ચુરણ ગર્મ પાણીમાં ડોહી પીધાથી સોઝો ઉતરે.

## મસ્તકશુળ અથવા કાંનના રોગ ઉપર.

લેપ: पाठा पटो लौषध रूचुक जटा शिग्रुद द्रुम कुष्टे र्धान्या म्लेन प्रपिष्टैः प्रशमयति महा मूर्द्ध रोगान शेषान॥ पत्रं पक्कं घृताक्तं रविभव मनले तापितं पीडये त्तत्तोयं कर्णे निषिक्तं दलयाति सकलं कर्णं शूलं समूलम् : ॥ २०३ ॥

પહાડમુળ, કડવું પંડોળું, સુંઠ, એરંડમુળ, શીકરાની છાલ, તરવડના બીજ, કોષ્ટ; એટલા ઓષડોની ચટણી કાંજીમાં વાટીને મસ્તકે લેપ કરવાથી સંપૂરંણ મસ્તકશુળ રોગ દુર થાય.

આંકડાના પાકેલા પાંત્રાને ઘી લગાડી અગ્નિ ઉપર શેકી હાથે મસળી તેનો રસ કાનમાં નાખવાથી કાનનો શુળ તરત દુર થાય.

## વાયુના રોગો ઉપર.

घृत तीक्ष्ण युतः सूरसा स्वरसो लघुराज मृगांक इति प्रथितः ॥ अपहंत्य निला न्सबला न्वहला न्निज भक्त मलानिव चक्रधरः॥२०४॥

તુળશીના પાંત્રાનો રસ, ઘી અને મરીનું ચુરણ મેળવી પીવું તેને (લઘુરાજ મૃગાંક) કેહેછે. જેમ વિશ્નુ પોતાના ભગતોનું પાપ નિવારણ કરેછે તેમ સર્વ વાયુનો નાશ ઉપલું ઓષડ કરેછે.

## બીજો ઉપાય.

चूर्णाः कषाया गुटिका घृतानि तैलानि भाग्येन वियोजितानि ॥ विलासिनां वात विनाशनाय विलासिनीनां परिरंभणानिः॥ २०५ ॥

ચુરણ, ઉકાળો, ગોળી, ઘી, તેલાદિક પાક રૂપી દવા એ ઠગણ્યાથી વાયુનો નાશ થાયછે. તેમજ વિળાસી પુરૂષને વિળાસીની સ્ત્રિઓ સાથે મળ યુદ્ધ કે કુશતી કરેથી વાયુ રોગ જાયછે.

## પિત્તના રોગો ઊપર.

अमृत ममृत जं सिता समेतं गुणवाति पित्त मपाकरोति सद्य ॥
तरूण इव नितंबिनी नितंबांबर मतनुज्वर जर्जरी कृतांगः ॥ २०६॥

ગરોળના અંગરસમાં ખડીશાકરનું ચુરણ અથવા ઘીમાં ખડીશાકરનું ચુરણ મેળવીને ચાટવાથી તરત પિત્તના રોગ દુરથાય.

## કફના રોગો ઊપર.

माणं सिणी लोअण चंद लच्छी थूलत्थणी श्रोणि तटाभीलाभे ॥
कफ प्रकोपस्य शमाय योग्यो योगो यथा तेन तथा न्ययोगा॥२०७॥

कफा द्रवति भोमीरू छिन्ना क्राथो मधूद्रः ॥
अस्यार्थो लभते नैव तन्वांगि तव मध्यवत् ॥ २०८ ॥

ઓ તન્વગિ—કફનો નાશ કરવાને એક ઉપાય તને કહું છઊં. ગરોળના ઉકાળામાં મધ મેળવી પીધાથી કફનો નાશ થાયછે.

## નપુંસકને કામ ઊપજાવનાર ઊપાય.

तांबूलं मधु कुसूम स्त्रजो विचित्राः कांतारं सुत स्त्रवनं विलासवस्त्रः ॥ गीताानि श्रवण सुखानि मिष्टमन्नं क्रीत्रा नामपि जनयंति पंच बाणम् : ॥ २०९ ॥

પાન સોપારી એલચી લવંગાદીકના બીડા પ્યારી સ્ત્રીના હાથના ખાવા— આસવના ઓષડો પીવા. સુગંધી ભરેલી જાણસોનો વાસલેવો. બાગ બગીચામાં ફરવું. પ્યારી અને રૂપાળી બૈરી સાથે સંભાષણનો વિનોદ કરવો. મનોહર ગાયેન સાંભળવું. પુષ્ઠીકારક મિષ્ટાન ખાવું પુરૂષાર્થ આવે તેવા ઉપાય કરવાથી નપુસકને કામવ્યાપેછે, ત્યારે અતરાપુને કામ વ્યાપે તેમાં નવાઈ શું ?

## પુરૂષાર્થ વધવાનો ઊપાય.

साहिते घृतेन मधुना मधुके परि सेविते पिबति योनुपयः ॥ नव सूभ्रुवां सूखकर सततं बहु वीजपुर साहितो भवतिः ॥ २१० ॥

જેઠીમધના ચુરણમાં ઘી, મધ; મેળવી સાત દિવસ ચાટવું. તે ઉપર ગાયનું દુધ પીધાથી ધાતુનો વધારો થઈ બંધાયછે. ઘરડા પુરૂષે તેમ કીધાથી અનેક બૈરી ભોગવવા સમર્થછે.

## ઘરડાને જુવાન બનવાનો ઊપાય.

मधु यष्टि कणा तुगा वरावर चूर्णं सितया समन्वितम् ॥ वलितं पलितं विनाशयेन्माते वीर्या पुरकार्श्य कारणम् : ॥ २११ ॥

જેઠીમધ, પીપર, વંશલોચન, ભોયકોહલું; એ સર્વેનું ચુરણ ખડી શાકર સાથે ખાધાથી ઘડપણ જઈ જુવાન બને.

## બીજો ઊપાય.

अमृता मलकी त्रिकंटकानां हविषा शर्करयानि षेवणेन ॥ अजरा अमरा अमरा अपार वीर्या आलि केशा आदितेः सुताअ भूवन् : २१२॥

ગળોજનો સત્વ, આંમળા, ગોખરૂ; એ ત્રણેનું ચુરણ ઘી અને ખડીશાકરમાં કાલવીને ચાટવાથી ઘડપણ દુર થઇ, ધાતુની અપાર વૃદ્ધી થાય; અને સફેદ વાળ થએલા કાળા થાય.

## મરદાઇ માટે ઊપાય.

ऊच्चाटा मर्कटा गोक्षुरै श्चूर्णितैः शर्करा दुग्ध संश्रितैः पाचितैः॥
सेवितै र्वर्धके मानवो मानिनीमान मुच्छेदये त्किं पुनर्यौवनेः॥२१३॥

સફેદ ચણોઠી, કવચબીજ, સરાટા: ત્રણેનું ચુરણ દુધ શાકરમાં ઊકાળી ઘરડા પુરૂષે હમેશા પીધાથી બૈરીના માનની શાંતિ થાય; ત્યારે જુવાને પીધાથી કેમ ન થાય.

## બીજો સરસ ઊપાય.

भुक्त्वोच्चटां क्षीरयुतां विलासी भुंक्ते शतं सुंदरि संदरीणाम्॥
त्वंता वंदका ासिमयातु साद्य भुक्तारतौ पश्य कुतू हलंमेः॥ २१४॥

એ સુંદરી—સફેદ ચણોઠીનું ચુરણ ગાયના દુધમાં હમેશા પીવાથી એકસો બૈરીના શાંતી કરવા જેટલી સામર્થ આવે.

## તિજો ઊપાય.

चूर्णं घृत क्षौद्र युतं रसै स्वैर्वि भाविताया बहुधा विदार्याः॥
निषे व्यमाणोनुं दिनं विलासी दशांग नाभिः सहरं रमीतिः॥२१५॥

સુકા ભોયકોહોલાના ચુરણ ને લીલા ભોય કોહોલાના રસના ૨૧ પુટ આપી દરેક વખતે સુકવવું, તેમાંનુ ચુરણ ઘી અને મધમાં મેળવી દરરાજ પુરૂષે ચાટવાથી દશ બૈરી ભોગવવાની સામર્થ થાય.

## અતિ ઘરડાને મરદાઇ ઊપર.

सहितं घृत दुग्धाभ्यां विदारी प्रभवं रजः॥

ऊदुंबर मितं भुत्का वृत्धोपि तरूणायते: ॥ २१६ ॥

भोय कोहोळानुं चुरण अने घी अेक तोलो दुधमां ऊकाळी वृद्ध पुरुषे हमेशा पीवाथी विश वरशनो ज्युवान बने.

धातु वधारनार.

सौभाग्य पुष्टिबल शूक्र विवर्धनानि किं संतिनो भुवि वहनि रसायनाति ॥ कंदर्प वर्धन करात्तु सिताज्य युक्ता दुग्धा द्दते ममन कोपि मत: प्रयोग: ॥ २१७ ॥

ओ सोभाग्यवती—बळ, पुष्टि, शुक्रधातुंने वधारनार रशायण इत्यादि पृथ्वि उपर अनेक वस्तुं छे; पण कामातुरने बळ आपनार खडीशाकर, घी, अने दुध त्रणे मळ्या जेवो बीजो उपाय नथी.

---

रसायणना ओषडो निचे लखेलाछे, पण रोगीओ काष्टादीक उपाय करीचुका पछी लांबा दिवस सुधी परहेज राखी शकाय तो सावचेतीथी रसायणनो उपाय करवो, अेवो ग्रंथ करतानो वीचारछे.

रशायण.

अधुना ब्रू महे सद्यश्चमत्कार करान् रसान् ॥
यतोन नोरमा भाति कांवता कुल कामिनी: ॥ २१८ ॥

तरत चमत्कार बतावनारा अने अनुभव मेळवेला जे रसायणनी मात्रा तने कहुं छउं, जेथी म्हारा श्लोकोने सोभा मळशे.

नवज्वर उपर विश्वताप हरण.

पथ्या कणार्क विषार्ति दुकदांति बीज तिक्ता त्रिवृद्रस बलीन् सहशान विमर्द्य ॥ धूर्त्तां बुना सकल वास रमेव सूत: स्याद्विश्व

ताप हरणो भि नवज्वरघ्न:॥ वल्लयुग्मं भजेदस्य शृंगवेर रसा न्वितम॥ मुद्गयूषा न्वितो भक्तो भोजनाय प्रशस्यते: ॥ २१९ ॥

હરડે, પીપર. તાંબાની ભસ્મ, એરકચુરાના બીજ, જેપાળા, કડું, તેડ, સોધેલો પારો, શુદ્ધકરેલો ગંધક, સર્વે સરખા વજને લેવા. પ્રથમ પારો અને ગંધક ખલીને કજળી કરી બાકીના ઓષડો વસ્ત્રગાળ મેળવવા અને ધતુરાના રસમાં એક દિવસ ખલી બે વાલની ગોળી બાંધવી. તેમાંથી એકેક આદાના રસમાં ડોહોળીને પીવાથી ઉપલો તાવ જાય; તેઉપર બાફેલા મગ ને ભાત ખાવો.

## એકાહિક જ્વર ઉપર શીતારી.

शूल्वं गंधक टंकणौ गरल गतं तुत्थं रसं खर्परं तालं तुल्य मिदं विमर्द्य गुटिका मात्रं सुपक्वा रसैः ॥ सूतःस्या त्रिपुरा रिणा विरचित: शीतारि रित्थं स्मृतो गुंजा जाजि सिता युत: प्रशमये देकाहिका दीन् ज्वरान्: ॥ २२० ॥

તાંબાની ભસ્મ, ગંધક, ટંકણખાર ફુલવેલો, વચ્છનાગ, મોરથુથુ, પારાની ભસ્મ. ખાપરીયો, હરતાળ ભસ્મ; સર્વે સુદ્ધ કરેલા લઇ તેને કારેલાના પાંત્રાના રસમાં એક કલાક ખલીને ચણોઠી જેટલી ગોળી બાંધવી. તેમાંથી એકેક ગોળી જીરૂ અને ખડીશાકર સાથે ખાવાથી ઉપલો તાવ જાય. એમાંત્રાનું નામ શીતારીમહાદેવે રાખેલું છે.

## સંગ્રહણી, તાવ, અતિસાર, અગ્નિમાંદ્ય ઈત્યાદિક ઉપર કનકસુંદર.

मरिच बलि हिंगुलै गरल पिप्पलि टंकणै: सुवर्ण भव बीजकै: समल वर्दिना द्वावधि ॥ जया जल विमर्दितै: कनक सुंदर: सुंदरि स्मृतो ग्रहणिका ज्वराति सृति वान्हिमांद्यापह: ॥ २२१ ॥

મરી, ગંધક, હિંગળો, વચ્છનાગ, પીપર, ટંકણખાર, ધંતુરાના બીજ; સર્વે એ પડે સોખી ઝીણા ખલીને ભાંગના ઊકાળાના સાત પુટ આપી ચણોઠી જેટલી ગોળીઓ બાંધવી. તેમાંથી રોગનો જોર અને શકતિ પ્રમાણે એક બે ગોળી નિચે લખેલા અનુપાને ખાવી.

## સંગ્રહણી, ક્ષય, અતિસાર, તાવ, સ્ત્રિરોગ, પાંડુરોગ, દુધ, અને માછલી તથા જાંબુ અને દુધ ખાધાથી ઝેરીરોગ અથવા અમ્લપિત્ત, હરસ, અગ્નિમાંદ્ય ઈત્યાદિક રોગો ઊપર પંચામૃત પર્પટી.

लोहा भ्राकं रसं समं द्विगुणितं गंधं पचेत्कोलिका काष्ठा ग्नौ मृदुले निधाय सकलं लोहस्य पात्रे भिषक्: ॥ सर्वं गोमय मंडले विनिहिते रंभादले विन्यसेत् तस्योर्ध्वं कदली दलं द्रुत तरं वैद्ये श्वरो विन्यसेत्: ॥ स्या त्पंचामृत पर्पटी ग्रहणिका यक्ष्मा तिसार ज्वर स्त्रीरुक् पांडु गराम्ल पित्त गुदज क्षुन्मांद्य विध्वंसिनीः ॥ ग्रहण्या मनुपानंतु हिंगु सैंधव जीरकं ॥ जीरकं पांडु गरयो रित रेषु स्वयुक्तितः॥ २२२ ॥

લોહભસ્મ, અભ્રખભસ્મ, તાંબાની ભસ્મ, પારાની ભસ્મ, એકેક તોલો; સુદ્ધકરેલો ગંધક આઠ તોલા મેળવી સારીરીતે ખલવું. તેપછી સર્વેને લોહડાના કઢામાં નાખી ચુલે મુકવું અને બોરડીના લાકડાનો ધીમો અગ્નિ કરવો. તેનો રસ થાય એટલે ગાયનું છાણ ભોંય ઉપર પાંથરી તેમાં કેળનું પાંદુ મુકી ખાડો પાડી ઊપલું ઓખડ તેમાં નાખી ઠંડું પડયાથી વડી જેટલી ગોળી બાંધવી. તેને પંચામૃતપર્પટી કેહેછે. સંગ્રહણી ઉપર હિંગ, સિંધાલુણ અને જીરા સાથે, પાંડુ અને ઝેરી રોગ ઊપર જીરાસાથે, બીજા રોગોમાટે નિચે લખેલી રીતે ખવાડવું.

### વાયુ, શુળ, અગ્નિમાંદ્ય ઊપર આદિત્ય વટીકા.

वचा विश्वा जीरोषण गरल बाल्हीक दहन त्वचा कार्या वैद्ये श्वणक तुलिता मार्क वरसे: ॥ यथा भानो स्तेज स्तिमिर निकरं कामिनि तथा हरंत्येता: शूलान्य निल मनलग्लानि पिच: ॥२२३॥

ઘોડાવજ, સુંઠ, જીરૂં, મરી, વચનાગ, હીંગ, ચીત્રક, તજ; એટલા ઓષડોનું ચુરણ વસ્ત્રગાળ કરી ભાંગરાના રસમાં ખલી ચણોઠી જેટલી ગોળી બાંધી આદાના રસમાં એકેક બબે ખાધાથી જેમ સુર્યના કીરણે અંધારૂં દુર થાય તેમ રોગ જાય.

### પરમો દુર થવા, ધાતુ બંધાવા અને મરદાઈ માટે વિળાસિની વલ્લભ.

समान भागे बलि शूलि बीजे तयो: समानं कनकस्य बीजम् ॥ धत्तूर तैलेन विमर्द्य सम्यक् विलासिनी वल्लभ नाम धेय: ॥ सूतो भवे द्वल्लयुग प्रमाण: सिता युतो मेह समूह हारी ॥ वीर्यस्य बंधं कुरूते नराणां निहंति दर्पंच सुलोचनानां : ॥२२४ ॥

ધંતુરાના બીજને તેલમાં સારીરીતે ખલી તેના વજને ગંધક, અને પારો સુદ્ધ મેળવી ફરી ખલીને બબે વાલની ગોળી બાંધવી તે દરરોજ એકેક સાંઝના ખડીશાકર સાથે ખાધાથી પરમો દુરથઇ, ધાતુ બધાય અને બૈરીઓનો ગવ હરે.

### રસાયણ ઈત્યાદીક ઓષડો ખાવાને અનુંપાનો.

शूले हिंगु घृता न्वितं मधु युता कृष्णा पुराण ज्वरे वाते साज्य रसोनक: श्वसनके क्षौद्रान्वितं त्र्युषणं ॥ शीतेव्या ललता दलं समरिचं मेहे वरासो पला दोषाणां त्रितये नुपान मुचितं सक्षौद्र मार्द्रो दकम् : ॥ २२५ ॥

शाग रोगो उपर—हिंग अथवा घीमां; जीर्ण ताव उपर मध पीपरमां; वायु रोगो उपर घी अने लशणमां; दम अने हाकण तथा श्वास उपर मध, सुंठ, मरी, पीपरना चुरणमां; शीतवळता होय तो नागरवेली पान अथवा मरीमां; परमा उपर हरडां बेहेडा अने आमळा अथवा खडीशाकर साथे; वायु, पित्त अने कफ उपर आदानो रस अने मधमां ओषडो खवाडवां.

बीजा अनुंपानो.

घन पर्पटकं ज्वरे ग्रहण्यां मथितं हेमाविषे वमीषु लाजाः ॥ कुट जोति सृतौ वृषोस्त्र पित्ते गुदकीले ष्वनलः कृमौ कमिघ्नम् ॥२२६॥

नागरमोथ अथवा पित्तपापडो तावना ओषड साथे अनुपानोमां श्रेष्ठछे. संग्रहणीना झाडा उपर दहीनो मठो अथवा छास साथे. झेर उपर सोनाना वर्क साथे. उलटी उपर भातनी धाणी साथे. अतिसार उपर कुडाना बीज, छाल, मुळना उकाळा साथे. रक्त पित्तना लोही झाडा के उलटी उपर अडुशाना पांत्राना रस साथे. हरस उपर भीलामां साथे. कर्मना जीवडाना रोग उपर वावडींगनो उकाळो के चुरण साथे ओषड खवाडवुं.

सर्वे रोग उपर साधारण उपाय.

नारायणं भजतरे जठरेण युक्ता नारायणं भजतरे पवनेन युक्ताः ॥ नारायणं भजतरे भवभीति भीता नारायणा त्परतरं नहि किंचिद-स्तिः ॥ २२७ ॥

पेटना दुःखोथी पीडायेला रोगीओ, तमे नारायण चुरण खाव. वायुना रोगे पीडायला लोको तमे नारायण तेलनुं सेवन करो. संसारी दुःखी ग्रहस्थो तमे षडगुणैश्वर्यसंपन्न भगवन्नारायणनुं भजन करो; संसार समुद्र तरवानो उपाय दयाळु ईश्वर शिवाय बीजो नथी.

## સર્વે દુષ્ટ રોગો ઉપર નારાયણ ચુર્ણ.

चित्रकस्त्रिफला व्योषं जीरकं हपुषा वचा ॥ यवानी पिप्पली मूलं शत पुष्पाज गंधिकाः ॥ अजमोदा सटी धान्यं विडंगं स्थूल जीरकम ॥ हेमाव्हा पौष्कर मूलं क्षारौ लवण पंचकम् ॥ कुष्ठं चेति समांशानि विशाला स्यादद्विभागिकाः॥ त्रिवृत्रिभाग विज्ञया दंत्या भाग त्रयं भवेत् चतुर्भागा सोतला स्यात्सर्वाण्येकत्र चूर्णयेत ६। पाचन स्नेह नाद्यैश्च स्निग्ध कोष्ठस्य रोगिणः ॥ दद्याच्चूर्णं विरकाय सर्व रोग प्रणाशनम् ॥ हृद्रोगे पांडु रोगेच कासे श्वासे भगंदरेः ॥ मंदेऽग्नौच ज्वरे कुष्ठे ग्रहण्यांच गल ग्रहे॥ दद्या दुक्तानुपानेन तथा ध्माने सुरादिभिः॥ गुल्मे बदर नीरेण विट्भंगे दधि मस्तुना ॥ ऊष्णांबु भिरजीर्णेच वृक्षाम्लैः परिकार्तिषुः॥ ऊष्ट्री दुग्धे नोदरेषु तथा तक्रेण वागवाम् ॥ प्रसन्नया वातरोगे दाडिमां भोभिः शासिः॥ द्विविधेच विषे दद्यात् घृतेन विष नाशनम् ॥ चूर्णं नारायणं नाम दुष्ट रोग गणा पहम् :॥ २२८ ॥

ચીત્રકમુળ, હરડે, બેહડા, આંમળા, સુંઠ, મરી. પીપર, જીરૂં, શેરણા, ગોડાવજ, બોડીઅજમો, પીપલીમુળ, વરીઆળી, રાની તુળસી, અજમો, કચોરા, ધાણા, વાવડીંગ, કાળીજીરી, ચોક, ઉપલેટ, સાજીખાર, જવખાર, સિંધાળુણ, સંચળ, બીડખાર, સમુદ્ર મીઠું, ખાંગડખાર, કોષ્ટ; એ ગનતિસ ઓષડોમાં ચિત્રકમુળ બે તોલા, બાકીના એકેક તોલો લેવાં; તથા કડવા ઇંદ્રાવણીના ફળ, નીશોત્તર અને સુદ્ધ કરેલા જેપાળા ત્રણ ત્રણ તોલા; પીપર, ચોધારા થુવરના મુળ કે પાંત્રા ચ્યાર તોલા. સર્વે ઓષડોનું ચુરણ કરી જે રોગીનો કોઠો સુહાળો નહોય તેને ઢાળ થવા માટે ખાવુ જેથી સર્વે રોગ દુર થાય. હૃદ્રોગ, પાંડુ-

રોગ, દમ, શ્વાસ, ખાંસી, ભગંદર, અગ્નિમાંદ્યને જણેલા અનુપાનો સાથે ખાવું. પેટ ફુગવાથી દારૂમાં, ચડતા ગોળાના ગુલ્મ રોગને બોરડીના ઉકાળામાં, કોઠાની કબજીયત વાળાને દહીના પાણીમાં, અજીરણ રોગીને ગર્મ પાણીમાં, ગુડદાના દુઃખાવા ઉપર આમલીની છાળના ઉકાળામાં, પેટના ઉદરરોગીને ઊંટણીના દુધ અથવા ગાયના દુધની છાસમાં, વાયુ રોગીને તાડીની ખાટીમાં, હરશના રોગીને દાડમના રસમાં ડોહીને પીવું. તેથી સર્વે દુષ્ટ રોગ દુરથાયછે. અથવા એ ચુરણ ઘીમાં ચાટવાથી સ્થાવર કે જંગમ ઝેર દુર થાયછે.

## વાયુના સર્વે દુષ્ટ રોગો ઉપર નારાયણ તેલ

अश्व गंधा बला बिल्व पाटला बृहती द्वयं ॥ श्वदंष्ट्रातिबला र्निंबः स्योनाकश्च पुनर्नवाः ॥ प्रसारिणी चाग्निमथः कुर्या द्वश पलं पृथक् ॥ चतु र्द्रोणे जले पक्त्वा पादशेषं शृतं नयेतः ॥ तैला ढकेन संयोज्य शतावर्या रसाढकं॥ क्षिपे त्तत्रच गोक्षीरं तैला त्तस्मा च्चतुर्गुणंः॥ शनै र्विपाचये देभिः कल्कै र्द्विपालिकैः पृथक् ॥ कुष्ठैला चंदनं मूर्वा वचा मांसीस सैंधवैः ॥ अश्व गंधा बला रास्ना शत पुष्पेंद्र दारुभिः॥ पर्णी चतुष्टयेनैव तगरे णव साधयेत् : ॥ तत्तैलं नावने भ्यंगे पाने बस्तौच योजयेत् ॥ पक्षाघातं हनुस्तंभ मन्यास्तंभं गलग्रहंः॥ खल्लत्वं बधिरत्वंच गाति भंगं काटि ग्रहं॥ गात्र शोषे द्रिय ध्वंसे असृक् शुक्रे क्षये ज्वरेः ॥ अंत्रवृद्धि कुरंडच्च दंतरोगं शिरो ग्रहं ॥ पार्श्व शूलंच पांगुल्यं बुद्धि हानिच गृध्रसीः ॥ अन्यांश्च विषामान् वातान् जये त्सर्वांग संस्रयान् ॥ अस्य प्रभा वाद्वंध्यापि नारी पुत्रं प्रसूयतेः॥ मर्त्यो गजोवा तुरग स्तैलाभ्यंगात् सुखी भवत् ॥ यथा नारायणो देवो दुष्ट दैत्य विनाशनः॥ तथैवं वात रोगाणां नाशनं तैल मुत्तमम् ॥२२९॥

આસન, ચિકણામુળ, બિલફળ, પહાડમુળ રિંગણીમુળ, મોત-રિંગણી, ગોખરૂં, અતિબળ, કડવો લિંબડો, ટેડું, પુનર્નવા, ચાંદવેલ. એરણમુળ; એ તેર ઓષડો ચાલીસ ચાલીસ તોલા કુટીને ૪૦૯૬ તોલા પાણીમાં નાખી ઉકાળવા. પાણી બળતા ચોથે હિસ્સે બાકી રહેવાથી ગાળીલેવું. તેમાં તલનું તેલ ૨૫૬ તોલા, શતાવરીનો અંગરસ ૨૫૬ તોલા; ગાયનું દુધ ૧૦૨૪ તોલા; કોઠ, એલચી, સફેદ સુખડ, તજ, ઘોડાવજ, જટામાસી. સિંઘાળુણ, આસન, ચિકણામુળ; રાસના, વરિયાળી, દેવદાર, ગનીગાંઠો, રાનીબાલ, રાની મગ, રાનીઅડદ. તગર; એ સત્તર ઓષડોની ચુરણી આઠ આઠ તોલા મેળવી સર્વેને હલકા અગ્નિએ ફરી ઉકાળવું. પાણી બળતાં પાક સિદ્ધ થયાથી તેલ ગાળી લેવું. ઓષડને તેલ વળગી રેહે તો નવું પાણી બીજું નાખી ફરી ઉકાળવું. જ્યારે તેલ પાણી સાથે બળે એટલે પાણી કહાડી ફરી ઉકાળવું. ફકત તેલ રહયાથી ઉપલા તેલમાં મેળવવું. તેને નાગયણ તેલ કેહેછે. એ તેલ નાકમાં નાખવા, શરીરે મરદન કરવા, પીવા, ઝાડાની જગાએ પિચકારી મારવાને ઉપયોગ પડેછે. અરધું શરીર લુલું પડવા ઉપર, દાઢીનું ચુડીયું કે જડબું વાંકું થવાનો વાયુ. ગરદન અટકવાનો, ગળાનો વાક, કંબરથી પગ લુલા પડવાનો, આખાં શરીરે બેહેર કે સુન્ય થવા ઉપર, ગતી ભંગ થવાનો, ખુંદો થવાનો, હાથ પગો, આંખ કાનાદિક ઇંદ્રીયો શોષાઇ જવાનો અથવા નુકશાન થવાઉપર, લોહિવિકાર, ધાતુક્ષય, તાવ, ક્ષયરોગ, વધરાળ, દાંતોના રોગ, મસ્તક શુળ, પાંસળાનો શુળ,* પગે પાંગળા થવાનો, બુદ્ધિ ભ્રમ થવાનો, વિષમવાયુ, આખા શરીરમાં નાહાના મોહટા દુષ્ટ વાયુ કોપે વેદના શુળો ઇત્યાદિક માટે ઉપયોગ કીધાથી ફાયદો થાયછે. વાંઝણી બૈરાંને એ તેલના પ્રતાપે છોકરાં થાય, રોગીને શરીરે સુખ થાય. તે વિષે દૃષ્ટાંત જેમ નાગયણ દેવે દુષ્ટ અશુરોનો નાશકાર્યો તેમજ સર્વે વાયુનો નાશ ઊપલુ તેલ કરેછે.

સમાપ્ત.

# અનુક્રમણિકા.

# જાહેર ખબર.

---

## સારંગધર સંહિતા.

### દોહરા.

આરંભથકી અંતલગી, જો આ ગ્રંથ ભણાય;
વિવિધ વ્યાધિ ઔષધતણો, અનુભવ ઉત્તમ થાય. ૧

વૈદક શાસ્ત્રતણો અતિ, છે પ્રાચિન આ ગ્રંથ;
શિખતાં સ્નેહ સૂઝશે, પરમ સૂખનો પંથ. ૨

અવર જંતુ નિજરોગનાં, ઔષધ શોધી સાર;
નિજ તન રોગ રહિતકરે, એ ચાતુર્ય અપાર. ૩

પણ માનવિ નિજ વ્યાધીનું, ઔષધ લહે નલેશ;
વણસાડે વપુ તેથકી, કાપે શ્રી પરમેશ. ૪

(માટે) સહુ સજ્જનને કારણે, કર્યો ગ્રંથ તૈયાર;
વાંચી વિગતેથી પછી, શોધો તનસુખ સાર. ૫

આ પુસ્તક ત્રણે ખંડનું તૈયારછે તેની કિંમત રૂ૪) મુંબઈમાં કાલકાદેવીના રસ્તે રામવાડી પાસે ઈશ્વરદાસ લાયબ્રેરીમાંથી રોકડી કિંમતે મળશે.